દાતરડું વારતા.

# જોયા આપણા જુવાનયાના ઢંગ!

પારસી જુવાનીઆઓના ઢચાશી અને મુરખા
ઈના ચીતાર આપનારી, તથા બરથારીઓએ
જુવાનીના વખતમાં પોતાની બલા આ
દરદારી સામે બેફકર રેહતાં પાછળથી
નીપજતા સંસારી ગેરફાયદા
દરશાવનારી

## નવાજબાઈ અને અદલશાહની

**સંસારી રમુજી વારતા.**

આ વારતા મે ૧૮૮૨થી નવેમબર ૧૮૮૨
સુધીનાં "દાતરડું" પત્રના અંકોમાં
ચાલુ પ્રગટ થઈ હતી.

મુંબઈ:
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ
છાપયું છે.

સને ૧૮૮૨.

૨૦૯૦

દાતરડું વારતા. ૨૦૯૦

# જોયા આપણા જુવાનયાના ઢંગ!

પારસી જુવાનયાઓની રચારી અને મુરખા-
ઇનો ચીતાર આપનારી, તથા ભરથારોએ
જુવાનીના વખતમાં પોતાની ભલી મો-
હરદારો સામે બેકદર રેહેતાં પાછલથી
નીપજતા સંસારી ગેરફાયદા
દરશાવનારી

## નવાજબાઇ અને અદલશાહની
### સંસારી રમુજી વારતા.

---

આ વારતા મે ૧૮૮૨થી નવેમબર ૧૮૮૨
સુધીનાં "દાતરડું" પત્રના અંકોમાં
ચાલુ પ્રગટ થઇ હતી.

---

મુંબઇ:
મુંબઇ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ
છાપયું છે.

સને ૧૮૮૨.

# ખુલાસો.

આ ચોપડીમાં સમાયલી વારતા, રમુજી "દાતરડું" પત્રમાં મે ૧૮૮૨ થી નવેમબર ૧૮૮૨ સુધીના જુદા જુદા ૨૭ અંકોમાં કટકે કટકે છપાઇને પુરી થઈ હતી. હમો જોઇને ખુશી છીયે કે, દાતરડુંમાંની આગલી સંસારી વારતાઓની પેઠે આ વારતા પણ કુટંબોમાં બહુ માનીતી થઇ પડી છે; અને તેથી આ ચોપડીને તેઓથી સારો આવકાર મલવાની વકી હમો રાખયે છીયે. એ વારતામાં, એક શીખેલી અને શયાણી સ્ત્રી પોતાનાં સાસરાં અને વરને સંભાલવા તથા સુખી કરવાની સઘલી કોશેશ કરે છે; પણ એક તચાક, મુરખ અને અધુરી કેલવણીનો જુવાનયો ભરતાર તેની ખુબી ન સમજતાં તેનાથી તદન ઉલટીજ રીતે વરતે છે. તેનું સવભાવીક પરીણામ એ નીપજે છે કે, અંતે તેઓ એક બીજાંથી જુદાં પડે છે; તેમાં સ્ત્રી પોતાનાં ડહાપણ, સાવચેતી અને સલુકાઇથી પોતાને અને પોતાનાં બચાં છોકરાંને

પાયમાલ થતાં બચાવી શકે છે, અને મરદ પોતાની ગફૂરી, કમઅકલ અને હરામખોરાથી રખડી મરે છે. પારસી સંસારમાં દીસતી ખરાબીઓમાં આ જાતની પણ એક છે; અને તેને દુર કરવાની નેમથી તેનું એક નાનું સરખું ચીત્ર આ વારતામાં આપયું છે.

મુંબઇ, મુંબઇ સમાચાર આફીસ,
નવેમબર સને ૧૮૮૨

**માણેકજી બરજોરજી,**
મુંબઇ સમાચારના માલેક.

દાતરડું વારતા.

# જોયા આપણા જુવાનયાના ઢંગ!

નવાજબાઇ હજુ તો એક રમતવાલ બાલકી હતી, અને પોતાનાં માબાપની માયામાં લાડથી ઊછરતી હતી, તયારથીજ તેણી સાસરાં મેલવવાનાં ઠપકા દેતી હતી. લગનની ખરી મતલબનો હજુ તો તેણીને સપનો પણ નહી હતો, અને લગનની કીરયાને તેણી એક ચાઇચાઇના દેખાવ બરાબર સમજતી હતી, તયારથીજ તેણી પોતાને પરણાવવા માટે પોતાનાં પયારાં માયજી પાસે હોંકરો કરી કરીને કાકલુદી કરતી હતી. તેણીનો એ હોંકરો તેણીની સાત આઠ વરસની ઊમરથી વલી વધતો ગયો હતો. તેણી તે વેલાએ એવુંજ સમજતી હતી કે, છોકરી પરણીને સાસરે ગઇ એટલે પરવારી ગઇ, અને દુનયામાં છોકરી માટે જે ઘણામા ઘણું થવું જોઇયે તે સઘલું થઇ ચુકું. આપણાં લોકોમાં ઘણાંખરાં માબાપો છોકરાં પરણાવવામાં ભારે મોટાઇ અને ઉકમાઇ માનેછે. છોકરાં પરણીને સુખી થાવો કે દુખી, તેઓ બરફમાં પડો કે

અગનમાં, તેનો વીચાર ન કરતાં તેઓ, પોતા પાસે " આંચરની ચરખી " થતાંજ અને કારજની સેહલાઇ દેખાતાજ આંખ વીચાને, જયાં ગમે તયાં અને જેની ગમે તેની સાથે, છોકરાંને હોમાવી દેછે, પછી " મુરદાં બેહસ્તમ જનેવા કે દોજખ. " પોતાના શોક આગલ છોકરાઓનાં સુખને તેઓ ભોગમાં આપવાને અચકાતા નથી, અને પોતે મોટાઇ ખાટવા માટે જાણે પોતાનાં બચાંને તેઓ કીમતમાં આપેછે. માબાપની એવી વલણ અને બેતેજારી જોતાં કેટલાંક છોકરાં, જેઓ જાતે ચબરાક અને હોંસીલાં હોયછે, તેઓ પણ બચપણથીજ સાસરાંની વાતને મોટી માની લેછે, અને પોતાનાં લગન માટે ભારે ચટાપટી દેખાડેછે. એવી ઊતાર છોકરા કરતાં છોકરીમાં વધારે જોવામા આવેછે.

આપણી નવાજબાઇ એમાંનીજ એક છોકરી હતી, અને પોતાના માતાજીને હંમેશ લગન સગનની વાતમાં મોજ અને મોટાઇ લેતાં જોઇને તેણી પોતે પણ સાસરાં માટે બચપણથી આરતા કરતી હતી. પોતાનાં મા સુનાંમાયને લોકનાં છોકરાંનાં કારજમાં ભાગ લેતાં તથા સગાંવાહલાંનાં છોકરાંનાં લગનની સાજવાણી કરતાં તેણીએ વારંવાર જોયાં હતાં. પોતાનાં ઘરમાંના ભરભાડુતોની એકથી વધુ

છોકરીઓને પરણીને પરવારી ગયલી તથા સાસરે જવામાં મગરૂરી લેતી તેણીએ જોઇ હતી. કેટલીએક મોટી ઉંમર સુધી પરણ્યા વગર રહી ગયલી છોકરીઓનાં માબાપના બલાપા તથા હાય અફસોસ તેણીએ સાંભલયાં હતાં. પોતાનાં માયનાં ઓરમાનનાં સહી આંદણબાઇ વારંવાર મલવા આવીને નવાજબાઇનું "માથું ધોઇ નાખવાને" ઉતાવલ બલકે ધાસો કરતાં, તથા "છોકરીની જાત તે ઊકરડાની જાત," "છોકરી સાસરે રૂડી" અને "હાથી દરબારમાં શોભે," એવી એવી શીલસુફી સમજાવતાં, તે તેણીનાં ધયાનમાં મજબુત રીતે ઠસી ગયલું હતું. પોતાનાં મા "દુર બેસતાં" તે વેલા ભોંયતલયે "દુર બેઠેલાં" ચોઠડેહાલ બઇરાંઓનું પ્રદરશન તેણી હાલતાં ને ચાલતાં જોતી હતી; અને તેવી હાલતમાં આવતી કુમારી છોકરીઓને માટે તેમનાં મોંડાં ઉપરજ, તેમનાં સાસરાં નહી મલવાનો બલાપો તથા ધાસતી તેણીઓની માય માસીઓ દેખાડતી, તે તેણીનાં ધયાનમાં હતી. પોતાનાં માસીની દીકરીની અઘરણીની મજાહ તેણીએ ભોગવી હતી, અને તે અઘરણીના દોહડસેરયા લાડવાનો સગન ભરયો સવાદ તેણીએ ચાખયો હતો. સુવાવડી બઇરીઓની ધોલકીવાલા હફતેખાની પરદા

અંદર તેણી પોતાના મા સાથ ઘણીવાર બેઠી હતી, અને તેથી બચ્ચાં જણવાની મોટાઈના ઉસકેરનારા ખયાલો તેણીના કુમળાં મગજમાં બેઠા હતા. એ સઘળા બનાવો તથા દેખાવોનો છાપ નવાજબાઈનાં નાજુક મિજાજમાં ઘણો મજબુતપણે લાગુ પડયો હતો, અને તેથી સવભાવીક રીતે તેવી હાલતમાં પોતે આવવાની હોંસ તેણીનામાં બચપણથી ઊતપન થઇ હતી. અને જયારે તેણીને લાગતું કે એ સઘલું લગનના સંબંધમાં બને છે. તવારે તેણી પરણવાને વધારે અને વધારે આતુર બનતી હતી. તેણી જાતે ખુબસુરત, મજબુત, ચાલાક, શયાણી અને ઘેરની "વગસગ"ની છોકરી હતી; અને તેથી માત્ર પરણવાનો ખાલી ઓરતો કરીનેજ રેહતી નહી. પણ તેને માટે પોતે પોતાની બાલક બુધ્ધી પ્રમાણે શોધ ખોલ કરતી. અને પોતાનાં માબાપને પોતાની ટુંક સમજ શકતી પ્રમાણે સલાહ પણ આપતી. પણ માઠે ભાયગે તેણી એવા વખતમાં આવી પડી હતી. કે જે વેલા છોકરીઓના ઊઠાવ થવા ભારી પડતા, અને છતે છોકરે છોકરાઓનો દુકાલ ચાલતો. તેથી જેમ જેમ નવાજબાઇ સાસરાં મેલવવાને અધીરી પડતી તેમ તેમ સાસરાં તેનાથી ભડકીને આઘાં નાહાસતાં. તોપણ

તેણીનાં માય લગન શોધવામાં, લગન કરવામાં તેમજ લગન ખાવામાં જબરાં હતાં, અને તે જોડે પાંચ સાત કારજ કરનારા અંધયારૂઓ તથા ગોરાણીઓ સાથ પીછાણ ધરાવતાં હતાં, તેથી અસુરેથી પણ તેવણ પોતાની ડાહી દીકરી નવાજબાઈનું સાસરૂં શોધી કહાડવામાં પાર પડયાં; તથા વલભભટ જોશીએ આપેલાં શુભ મુહુરતે મોટી ધામધુમ સાથ તેણીના "ઓખા છાંટી" આપયા; અને નવાજબાઈ પોતાની આઠ વરસનાં બચપણની મોરાદ, બીજાં આઠ વરસ રહીને એટલે સોલમે વરસે પામીને હસતી રમતી સાસરે સધાવી.

જયારે સાસરાંની શોકીન નવાજબાઇ પરણીને સાસરે ઘેર ગઇ તયારે તેણીનું દીલ હરખથી કેટલું ઉભરાયું હશે, તેનો ખયાલ વાંચનારી બાનુઓ સેહેજમાં કરી શકશે. હમો તો ટુકમાં એટલુંજ જણાવયે છીયે કે, નવાજબાઇએ સાસરા ઉંબરમાં પગ મેલતાજ એવું માની લીધું કે, હવે સંસારનાં સરવે સુખ મારા પગ આગલ આવી પડયાં છે, અને મહારાણી વીકટોરયા કરતાં હવે હું માત્ર એકજ પગઠલું હેઠલ છું. તેણીનાં મનમાં એવું આવયું કે, હવે હું મોટી બઇરી થઇ, ઘેરની ધણયાણી થઇ, અને સંસારની રાણી થઇ; સુખ અને

દોલત હવે મારે ઘેર બેઠાં આવશે; એક વરસમાં હું બચાંની માય થવશ, અને તે પછી વલી મોટાંમાય થઈ પડશ; હું પરણી—હવે બાકી શું રહયું! મને સાસરાં મલયાં—હવે બીજું શું જોઈએ! હું વર પામી—હવે હદ થઈ! આ અને એવા બીજા વીચારોએ, નીરદોષ બીચારી નવાજબાઈને થોડો વખત જાગે દીવાની બનાવી મેલી પણ નહી. તેણી હજુ કાચી સમજણી છે, અને સાસરયાંના સંકટ તથા સંસારના મુશકેલીનો તેણીને કશો અનુભવ નથી. તથા એવા વીચાર કરવામાં તેણી મોટી ભુલ કરેછે. એ ભુલ તેણીએ થોડાજ વખતમાં જોઈ; અને સાસરાં ઘેરને તે જે સુખનો ભંડાર સમજતી હતી, તે ઊપર મુશકેલીના સરપ ઓઢેલો ધીરે ધીરે તેણીની નજરે પડયો.

વાંચનારી બાનુઓ આહીં બચાત એવોજ વીચાર કરશે કે, બીચારી નવાજબાઈની સાસુ કમજાત હશે, અને તે પોતાની વહુને "ધાણુ" ખાવા દેતી નહી હશે. પણ તેમ નથી. નવાજબાઈનાં સાસુ મીઠીબાઈ તથા સસરા મેહરવાનજી જોકે સાધારણ શકતી તથા સાધારણ સમજનાં છે, તોપણ તેઓ જાતે ભલાં માણસો છે, અને વહુને પોતાની દીકરી બરાબર ગણી પોતાથી બનતું અને

પોતાના અસલી વીચાર મુજબનું દરેક સુખ આપવાની કોશિશ કરે છે. તયારે શું નવાજબાઇની નરણ કમજાત છે ? ના, તે પણ નથી. નવાજબાઇની એકપુરો નરણ વીરબાઇજી હજુ કાચી અને નવાજબાઈનાં કરતાં પણ બે વરસ નાની છે. અને તેઓ બંનેના વીચાર તથા સવભાવ એકમેકને મલતા હોવાથી તેણીઓ સંપ અને પ્રીતીથી હલી મલીને ચાલે છે.

તયારે છેલે આપણી નજર નવાજબાઈના વર ઉપર જાય છે. આપણે તેની પીછાણ કરયે. નવાજબાઇનો વર અદલશાહ અઢાર વરસની ખીલતી વયનો એક ગબરૂ જવાન છે. તે જમાનાના આપણા જુવાનયાઓમાંનો એક અને તેનો સરસ નમુનો છે. તે જાતે મજબુત અને દેખાવલો છે અને તે સાથે જબરો એશકી છે. તે જાતે ચાલાક છે, અને વલી અભયાસી છે. તે હજુ સકુલમાં જાય છે, અને પોતાનો અભયાસ આગલ વધારે છે. પણ અભયાસનાં કરતાં બી તેની વલણ મોજમજાહ અને રમત ગમત તરફ વધુ છે; અને તેથી તે એક નાનો સરખો માટીડાજી થયલો છતાં હજુ મેટરીકયુલેશન પરીક્ષામા પસાર થઇ શકતો નથી. મા બાપનો તે " નવાઇ ઓવાઇનો" અને "શી શી સખતીએ જીવાડેલો " તથા

"લોહડાંના ચણા ચાવીને મોટો કીધેલો" લાડકો છોકરો છે, જેથી તેઓ તેની ઉપર કશું દબાણ ન રાખતાં ટાંટોમોટો રાખીને અને ભાઈ બાપુ કરીનેજ ચલાવી લે છે. ટુકમાં આપણો જુવાનજોત અદલ હજુ માટીડાપણું રાખી જાણતો નથી. તે ડાહ્યા દોહરા માટીડા કરતા એક રમતયાલ છોકરાને વધારે મલતો આવે છે. અને વાંચનારી બાનુઓ એવી કીસમના આપણા જમાનાના જુવાનયા ડગલે ને પગલે જોતી રહેછે, એટલે અદલ વીશે વધુ વીસતારીને હમો તેમની ધીરજ ઉપર લાભ લેતા નથી.

નવાજબાઇ અને તેણીના વર અદલ-શાહના સવભાવ અને રીતભાંતનું જે ટુક ચીત્ર હમોએ ઊપર આપયું છે તે ઉપરથી વાંચનારી બાનુઓ સમજી શકશે કે, નવાજ-બાઇ સાસરાંનાં સુખનો વીચાર કરવામાં ઠગાઇ હેમ. જયારે નવાજબાઇ સાસરે રહીને વહુ પણું બજાવવાની તથા વર સાથ મલી ભેલાઇને ઘરબારનાં સુખ ભોગવવાની ઊલટ અને હોંસમાં દટાઇ રહેલી છે, તયારે અદલ તેનો વીચારબી કરતો નથી. તે નવાજબાઇ સાથ સુજગુજ કરતો નહી તો નહીજ, પણ તેણી સાથ સાદી વાતચીત કરવાનીબી ઝાઝી દરકાર કરતો નથી. તે દીવસનો મોટો ભાગ સકુલ

અને મેદાન મલી બાહેર ગુજારે છે-સકુલ જાણે તેનું મહીરૂં ઘર અને મેદાન સાસરૂં છે. અને તે જયારેબી ઘરમાં હોય છે તવારે ચોપડા ચોપડામાં માથું ઘોસી લેસન કરે છે અને વારતા વાંચે છે, અને તેમાથી જરાબી ફુરસત મલી કે કોઇ કોઇ જાતની છોકરવાદી રમત કરવામાં દમ બાંધીને રોકાય છે. વલી તે પોતાની ફુરસતના વખતનો કેટલોક ભાગ, દોસત આશનાઓ સાથ ગપા ટપા ચલાવવામાં અને તેઓનાં ઘરબારની ખબર લેવામાં કહાડે છે. તેના દરદોસતદારો પણ કંઇ એક યા બેજ નથી. મોહલે મોહલે અને ઓરડે ઓરડે તેના દોસતો છે, જેઓ પણ તેની પેઠેજ ઘણા ખરા ઘેરબારના લીલા છે. જે ગણગોઠ પોતાની મોહરદાર સાથ કરવી જોઇયે, તે અદલ પોતાના એવા દોસત આશનાઓ સાથ કરે છે, અને જેટલો ઘરૂપર તે પોતાનાં ઘરપર થતો નથી. તેટલો તેમનાં ઘર અને બચ્ચાં છોકરાંપર થાય છે જાણે દોસતોજ પોતાની બઇરી હોય અને બધો ભવ તેમનોજ સાથે કહાડવાનો હોય! પોતાનું ઘર કેમ ચાલે છે, ગુજરાન માટે બાવા અને માયજીના જીવ કેવા સોકિ ઓલવાય છે, અને બઇરી મરે છે કે જીવે છે, તે તેની બલા પણ જાણતી નથી. તેની આ

રીતભાત નવાજબાઇને એક આફત સરખા લાગે છે, તેમાં જ્યારે પોતે અદલને બોલાવવાની તથા તેની સાથ રમત ગમત કરવાની વાત કરેછે અને અદલના પથર સરીખાં દીલ ઊપરથી તે પાણીની પેઠે ધળી જાય છે, તયારે તો બીચારી નવાજબાઇના બારેબાર વાગી જાય છે. એવી હાલત થોડેક વખત તો તેણીએ "હશે થશે" કરીને જઇ ચલાવી. પ્રથમ તેણીએ એવું માની લઇને ધીરજ પકડી કે, અદલ ગમે એવા મોટા છે પણ હજુ વર તરીકે તેવણ નવાસવા છે, તેથી બઇરી સાથ છુટથી કામ લેવાને શરમાતા હશે; અને તેથી આજે નહીં તો કાલે, મહીને નહી તો બે મહીને પણ સમજશે. પણ વખત જતાંબી જયારે તેમનામાં કશો ફેરફાર થયો નહી તયારે નવાજબાઇ તેપર ગંભીરપણે વીચાર કરવા લાગી, અને પોતે જાતે શોધક બુધીની હતી તેથી પોતાના વરને કેમ વશ કરવો તેના ઉપાયો શોધવા પડી.

એક દહાડે સાંહાંજે તેણી એજ વીચારમાં દલગીર દીલે બેસીને અદલ માટે કાલર ગુંડેછે તેવામાં, દાદર ભાંજી નાખે અને ધરતી ધુજાવે તેવી રીતે ધમધમ કરતા આપણા અદલશાહ માલપર ચહડી આવયા, અને પોતાના હા-

થમાં એક નાની કાનસરટીના હતી તેનો એકાદ "ટયુન" બગડી ગયલો હોવાથી તે સુધારવા ઊઠ્યા. તેવણ એવા તો ઊંડાં ધ્યાનમાં તે મહાભારત કામ પાછળ લાગી ગયા કે નવાજબાઈ તરફ જરા નજર નાખવાની પણ તેમને તક મળી નહીં. તોપણ નવાજબાઈને તો તેમને જોતાંજ નવેસરથી હરખ છુટો. તેણી ઝટ પોતાની જગાપરથી ઊઠી કાલર પડતો મેલી, અદલનો હાથ પેલી કાનસરટીના જોડેજ પકડી હસતે મોંડે બોલી—"પયારા અદલ! ઉભરૂં આજે આખા દહારાના કહાં ગીઆતા? આજે તો ઇસકુલની છુટ્ટી છે; તેવે દહારે તો ઘરમે જરા પગ ઠર રાખો નાં. અબ્બઈ રેહા વર થઇને બાહારીની ખબર એમ લેવાય કે, કેહવોની મરૂં?"

**અદલશાહ**—(નવાજબાઇ તરફ પીઠ કરીને) છટ છટ છટ! ખસતી રેહ અહીંથી. મારી કાનસરટીના બગડી જશે તો મારો જીવ જતો રેહશે.

**નવાજબાઈ**—પયારા, હવે એ કાનસરટીના વાજાં ને સીસોલી તમે નાખી દેવો; હવે તો મરૂં તમારે ઘેર દીકરો આવશે તે કાનસરટીનાએ રમશે. તમે તો અબ્બઈ રેહા હવે મોટીડા થાયા.

**અદલ**—માટીડા થાયા તે વાસતે ગમે નહીં! તયારે હુજામત કરે કે?

**નવાજ**—નહી રે, હજામત શું બલીચ? માટીડા થયા તે ઘરનો બધો કારભાર ચલાવે; બચાં કબચાંની દેખરેખ રાખે; ધણીયાણી સાથ બેસીને સુખ દુખની વાત કરે; અને——

**અદલ**—ચાલો વારૂં એમ તો એમ. હુ-મેબી જયારે ખરેખરા માટીડા થઇશું તયારે એવી કડાકુટ કરોશું.

**નવાજ**—ઓવાય! અદલ, તયારે તમે શું બાવાજીના બુચા છેવો કે મરૂં? બોલતાં જરા શરમાતાબી નહી જો. કેહતી બોવ રાઊં ઓગણીસ વીસ વરસની ભરતીમાં આયા. ને કેહજે હું તો માટીડો નથી! જુવોની પેલી મારી સહી શીરીનબાઇનો વર અસ્પઇ રહયો તમારીજ ઉમરનો છે ને ખોદા સલામત રાખે તો બે છોકરાંનો બાપ થયોચ.

**અદલ**—ઓહોહો! ચણાનાં ઝાડપરથી ટુટી પડયો! કરમના ભોગ તે અભાગયાના, કે નાની ઊમરથી એવી પીડામાં પરયા. જાજા મુ-રખ, મને શરમ લાગે એવી વાત ના કર.

**નવાજ**—નહી અદલ, તમે ભુલ કરોચ. હું બોલુંચ તે વાજબી છે; એ વાતથી તમોએ શરમાવું નહી જોઇયે, પણ હાથમાં આએ રમ-

કડું લઇ ચેરાં કહાડશો તેથી તો બરોબર શરમાવું જોઈયે. ચાલો મરૂં હવે એ મુવાંપર આખ ને ભિગ્નું ના તાણ્યા કરો; એને હાથમાંથી નાખી દેવો, ને બે ઘરી મારી સાથે બેસીને વાત કરો. મારાં દીલમાં વાતનાં બધાં ગારાં ભરેલાં છે, તે તમારી આગલ ખાલી કરશ તોજ મારો છુવ નચીંતાઈ પામશે.

નવાજબાઇનો આટલી સમજાવટ છતાં અદલે જયારે કાનસરટીનામાથી ધ્યાન બાહેર કહાડયું નહી, તયારે તેણીએ અરધા ગુસા અને અરધી રમુજમાં તેના હાથમાંથી તે લઇને ફેંકી દીધી. તેથી અદલ એટલો તો તાતોવોઓ થઇ ગયો કે તે નવાજબાઇને જાણે મારી પાડત. પણ નહી. તે જેટલો રમતયાલ છે એટલો ઘાતકી નથી. ઓર તે ભોલો અને નરમ દીલનો છે. તેથી પોતાને લાગેલો ગુસો તેણે ધરાધર પગો અફાડીને તથા ટેબલપર હાથો ઠોકીનેજ કહાડયો; અને નવાજબાઇ સામે માત્ર મોડેથીજ બબારતો ઊભે દાદરે ઊતરી લેવટાની પેઠે ફફરતો ચટકતો બાહેર નીકલી ચાલયો. આ વેલા તેનાં મા મોઠીબાઇ રાંધણીમાં કંઇ કામમાં રોકાયલાં હતાં, તેવણ એ ધપકારો સાંભલયાથી ધસકો ખાઈ પડયા. તેવણને એવું લાગું કે, જાણે આઓ માલ તુટી પડયો.

તથા તેવણ અવેરાં બહાવરાં બની લાગલાં નવાજબાઈ આગલ આવયાં, અને પુછપરછ કરતાં સઘલી વાત. જેમ બની હતી તેમ સાચે સાચા તેણીએ પોતાનાં સાસુને કહી દીધી. તે સાંભલતાંજ સાસુજી ટચકો કરી બોલયાં—"વાયવાય! વાજાં, એમ તે કંઇ માટીડા સાથે કરવાનું હોય? મારો દીકરો હાંકેલોપરાંકેલો બે ઘરી ઘરમે આવે તારે, માય, તું એમ પટપટારો કરી તેની મદઇનો જીવ ના ઉકલાવ. હજુ તો તે જી ભરાયો ઊછલતો ને કુમલો છે, તો તેને ટાહડો મીઠો રાખીયે કે એકદમ ભરકાવીને નહસારી મેલયે?" નવાજબાઇને પોતાની સાસુનો આ ઠપકો દુખપર ડામ સરખો થઇ પડયો. અને તેણીનાં એટલાં તો પાકી ગયાં કે અદલ ઉપરનો સઘલો કેહર તેનાં માય ઉપર કહાડત. પણ નહી. તેણીએ શયાણપણ વાપરીને વધારે તોર જોર કરવાના અખાડા કીધા અને માત્ર એટલુંજ બોલીને પટાવયું કે, "પણ સાસુજી, એમ આરૂં કાંય બોલાય ને દીકરાંની એબ ઢાંકવા મને કાય નકામી સંતાપોચ? તમારા છોકરા વાછરડા કંઈ ઊતા કે ભરકયા? ને હું કંઇ તેવણની મદઇને કરડવા ભખવા જાતીતી કે તેવણ બીહીને નાહસી ગોયા? હું તો બોર તેવણનું દીલ રીજવવા ગઇ. તેમાંથી

તેવણ ગલે પડવાનું બહાનું પકડીને સટકી ગીયા તેમાં મારી શું તકસીર ? એ તો અદલશાહ ને જેવું ભાવતું'તું તેવું વધ્દે ફરમાવયું."

નવાજબાઇનો ગુસો અને તકરાર એટલાં તો વાજબી હતાં કે, તેની સામે કંઇ પણ વધુ બોલવામાં તેણીનાં સાસુએ ડાહપણ જોયું નહી. તેવણે યુકતીથી વાત ફેરવી નાખી અને નવાજબાઇને પતાવી તયાંથી પાછાં ગયાં. પણ ઉપલા બનાવથી સવભાવીક રીતે નવાજબાઇને બહુજ દુખ લાગુ હતું. તેથી તેણીની આંખમાંથી ખરેખર આંસુ ટપકયાં, અને કેટલોક વખત સુધી કામકાજ પડતું મેલી તેણીએ એનોએજ વીચાર મનમાં ઘોલયા કીધો. તેમાં અંતે તેણી એવા ઠેરાવ ઉપર આવી કે, અદલ જયારે છેકજ લોકાઇ દેખાડે છે તયારે મારે પણ તેને થોડો વખત મચક દેવું નહી, એટલે પોતાની મેલે તે ઠેકાણે આવશે. કેહવત છે કે, વાલયાં નહી વલે તે હારયાં વલે. પણ નવાજબાઇનો આ ઠેરાવ ઘાસનાં બલતાં સરખો હતો. તે ઝાઓ વખત ટકી શકયો નહી. તેણીનું દીલ અતીશે માયાલું છે, અને વર સાથ સુજગુજ કરવાનો અભખરો તેણીનામાં બચપણનો જડ ઘાલી બેઠેલો છે. તેથી રાત પડતાં અદલશાહ જેવા બાહેરથી ઘરમાં પાછા આ-

ગયા કે, તેણી તેનો આસપાસ કરવા અને બોલાવવાની યુકતી કરવા લાગી. અદલના મનમાંથી પણ, જોકે પેલી કાનસરટીનાની વાત નીકળી ગયલી છે, તોપણ તે તો પોતાના સરેશતા મુજબ નવાજબાઈ તરફ બેદરકારજ રહયો. માએ ભોણું કરી આપયું તે એકલો એકલો ખાંધી ઉઠયો, અને પછી પોતાના ઓરડામાં જઈ ચોપડીમાં માથું ખોસી લેસન કરવા પડયો.

નવાજબાઇએ કાનસરટીના ફેંકી દીધાથી અદલ રૂસાઈ ગયો અને રાતે પાછો ઘરમાં આવી એકલો એકલોજ જમીને લેસન કરવા પડયો, તે આપણે ઊપર જોયું. આ રીતે એકાંત બેઠેલો જોઈ તેને બોલાવવા તથા તેનો ગુસો નરમ પાડવાને નવાજબાઇએ સારી તક જોઈ. જાણે કંઈ બનયુંજ નહી હોય તેમ તેણી તેની પાસે ગઈ, અને બોલી, "પયારા અદલ, મરૂં તમે કેટલી હેપઝેપ કરોચ? દીવસે તો વાંચ વાંચ કરોચજ, પણ રાતેબી એજ ધંધો કે? તો પછી તમારૂં માથું તે કેટલું જવાબ દેશે? એટલી મેહેનતથી તો માણસની દેહદણી તુટી જાય. ચાલો અદલ, હવે ઉઠો. એ રાણ ચોપરીને જરા ઊંચી નાખો ને બે ઘરી વાતચીત કરી ભેજાંને કંઈ આસાયશ આપો."

એમ કહી નવાજબાઇએ અદલશાહના હાથમાંથી ચોપડી લીધી અને ઘેરની કંઇ વાતચીતની શરૂઆત કીધી. પણ તેથી ધારેલું પરીણામ નીપજયું નહી. ઓર અદલનો મીજાજ ગયો અને તે હાથ ને પગ પછાડી બોલયો, "તોબાહ ! ઓદા તોબાહ ! એ પીડા કેમ ખમાય ? એ ઘરી રમવા જમવા કે ફરવા હરવાનો કરાર તો નહીજ પણ વાંચવા લખવાનોબી કરાર નહી મલે. એ પીડાથી તો હું કલાસમાં લાસનો લાસ રેહુંચ, તેમાં વલી રાણ માથું ખાવા આવી."

**નવાજબાઇ**–શાબાશ રે અદલ, તમે એવાબી બેકદર છેવો ? હુ તમને આસાએશ ને સુખ આપવાની કોશેશ કરૂંચ તેને તમે મદઇનું માથું ખાવાની વાત ગણોચ; એબી મારાં નસીબની વાત. આખા આખા દહારા તમે દોસતદારોને ઘેર ને તેમની સાથે ફરવા હરવાને મોજમજાહમાં કહારોચ, ને લેસન નહી થાતું તેનો દોષ બહારીને માથે મેલોચ. કહેવત છે કે અરો બરો ને નાલી વહુપર આવીને પરો, તેમાંની એ તો વાત થઇ. પણ કેહવોની અદલ, મેં કે દહારે તમને લેસન કરવા ના કહ્યું ?

**અદલશાહ**–તો નહી ? દરરોજ જારે હું લેસન કરવા બેસુંચ તારે તારી આંખમાં શ-

નીશચર ભરાયચ ને આવીને કંટાલો આપેચ કે, ચોપડીને બાલી નાખો ને બસ મારી સાથે વાત કરો. તો શું તારી સાથ વાત કરવાથી કેલવણી મલવાની ને દલદર ફીટવાનું હોશે? બહારાં સાથ વાત કરવા તથા ગપાસપા મારવાનું કામ પરવારતા ને બાયલા લોકનું છે; હમારા જેવા અભયાસી જુવાનીયાઓનું નથી. શું તુંને ખબર નથી કે મેટરીકયુલેશનની પરીક્ષા નજદીક આવીચ ને તેથી હું શીખવામાં બેવડી ચોવડી જેહમત એંચુંચ? તું જાતે નાદાન ને વગર શીખેલી છે, તેથી તુંને અભયાસની કદર કે ખબર નથી. જરા આંખ ઉઘાડીને જો, મારા ડીયર ફરેંડ સપલશાહની વાઈફ કેટલું બધું શીખેલી છે; તે પોતે હજુર શીખેચ ને વરી પોતાના વરના અભયાસમે મદદ કરેચ. અરે ઓદા! કેવી તે સરસ બઈરી ને કેવો તે ભાયગસાલી વર!

**નવાજ**—તમે એ વાત બરાબર બોલયા, અદલ. હું પોતે તમારી આગલ શીખવાને અને બને તેવી મદદ તમારા અભયાસમાં કરવાને તઈયાર છેઉં. પણ તે તમો ઘરમાં ઠરો તયારે કેની? તમોને તો મારી ગનજ નહી સોહવાતી તેનું કેમ? અલબત તમો તો જી ભરૂં મોટા અભયાસી ફીલસુફ છેવો, ને હુ તો મુઇ

એવીજ. પણ તયારે વર તરીકે તમારી ફરજ છે કે મને શીખવો ને સુધારો. હા, બીચારાં મારાં માયબાપ ગરીબ પડયાં તેથી તેઓએ મને પુરતી કેલવણી આપી નહી. તોપણ મને તેઓએ સાધારણ કેલવણી તો આપેલી છેજ, સાતમી ચોપડી વટીક મેં પુરી કીધેલી છે, તેથી હું અભયાસમાં આગલ વંધવાની હીંમત રાખુંચ. પણ એ બધું તમારી દીયાનત ને મદદ ઉપરજ છે.

**અદલ**–ઠીક છે; તયારે હું મેટરીકીયુલેટ થયા પછી વીચાર કરશ.

**નવાજ**–ઘણું સારૂં. બેલાશક તમે તમારો અભયાસ વધારો, પણ જારે અભયાસથી ફરસુદ પામો તયારેજ એમ કરવામાં અડચણ શું છે? લેસનને વખતે લેસન કરો ને બાકીનો વખત પોતાની બહીરી સાથ કહાડો, તો પછી હું રાણ શું ઘેલી છેવું કે તમારા અભયાસમે આડી પરૂં ? પણ તમે જારે મને છેકજ નીવારપાટો આપો ને આખા આખા દહારા દોસતારો સાથ કહારો તારે પછી મારો જીવ તે કેમ રહે ?

**અદલ**–હા ! તું મોટી શાહજાદી આવી તેથી તારે લીધે હું મારા દોસતારોને છોરી દેઉં ! રાણ મુરખ, તુને દોસતારોની ખબર શું

છે? દોસતારો વરે તો જીવતર છે ને દોસતારો વરે તો હું જીવુંચ, ને દોસતીજ આય દુનયામાં ફરેશતાઈ સુખ છે. જે માણસને દોસત નહીં તેનું જીવતર બલયું,ને જે દોસતો તરફની ફરજ નહીં અદા કરે તે મંડલીમાં રેહવાને પણ નાલાયક છે. ખોદા મારા દોસતોને સલામત રાખે! હું તેમની સાથ નહીં ફરૂં તયારે કોણની સાથ ફરૂં? તેની તું શા માટે અદેખાઈ કરેચ?

**નવાજ**-પણ તયારે મારી સાથે પરણ્યા બી શું કરવા? તે દોસતારો સાથેજ કાની પરણ્યા! જયારે દુનયામાં બધું સુખ દોસતોમેજ ભરાઈ ગયુંચ તારે મુવા લોક ઘેલા છે કે બઈરી કરેચ, ને ખોદાએ ભુલ કીધી કે બઈરી જાતને સરજી. વારૂં અદલ, જરા તમારાજ દોસતારોને પુછોની કે, તે લોકબી પોતાને હાથ લાગેલીઓને એવોજ નીવારપાટો આપેચ કે?

નવાજબાઈની આ તકરાર વાજબી હતી, અને જયારે તેનો સીધો જવાબ અપાયો નહીં તયારે અદલ તયાંથી છીદું શોધી ફફડી ચટકીને ઉઠી ગયો, અને પોતાના બાવાના ઓરડામાં જઈ એક અંગરેજી નાવેલ વાંચી પોતાના જીવને રમાડવા લાગો. અદલની એ વરતનુક ખરેજ એક ભરતારને ન છાજતી છે. તેથી નવાજબાઈનું દીલ કેવું જખમી થવું જોઈયે તે

વાંચનારી બાનુઓ સેહલથી સમજી શકશે. તેમજ તેથી તેણીનો પોતાના વર તરફનો પયાર કેટલો કમી થવો જોઇયે તે પણ તેઓ સમજશે. પણ નવાજબાઇ તેટલી હદ સુધી હજુ જાતી નથી. તેણીએ આગલની પેઠે એકવાર ફરી ઠરાવ કીધો કે, અદલ સાથ થોડા દહાડા રૂસાઇ રેહવું, એટલે તે પોતાની મેલે ઠેકાણે આવશે—"વારયા નહી તો હારયા વરશે." અદલના જવાબ એટલા બેમરવતાઇ ભરેલા છે, અને નવાજબાઇને તેથી એટલું માઠું લાગ્યું કે તેવણે આ વેલા પોતાનાં દીલનો એ સખત ઠરાવ કેટલેક દરજે પાલયો. તેવણ અદલ સાથ રૂસાયાં. આહીં વાંચનારી બાનુઓએ એમ નહી સમજવું કે, કેટલીક કલાંટ અને છકેલ બઇરી-ઓની પેઠે નવાજબાઇએ રૂસાઇને વરને અપ-માનો કરવા માંડયાં હશે, અને તેનું દીલ દુખ-વવા જેવો રસતો લીધો હશે. નહી; નવાજબા-ઇનું રૂસણું તેવી જાતનું નથી. તેવણ રૂસા-યાં, એટલે તેવણે અદલને બોલાવવાનું, તેની પુછપુછ કરવાનું અને તેને ટાઢો મીઠો રાખવાનું માંડી વાલયું. તેણીનાં મનમાં કીના જેવું તો કશું છેજ નહી. જેમ બાલકો પોતા વચે વાંધો પડતાં તેનો નાવેડો "કટી" કરીને લાવેછે, તેવી જાતની આ એક "કટી"છે. એ કટી-

ના વખતમાં પણ નવાજબાઈ અદલનું ઘરનું કામકાજ કરવામાં પછાત પડતી નથી. અદલનું માથું મુકવાનું, ચાહે આપવાનું, કપડાં કપડાં આપવાનું વગેરે કામ તેણી આગલનીજ પેંઠ કરતા જાય છે. ફરક એટલોજ કે, તે વેલા તેણાનું મોહું બંધ અને ભવાં જરા ચહડેલાં રેહતાં. પણ અદલ તેની થોડીજ દરકાર કરે છે. બોર તેને તો "ઓદાયજી પાયા". નવાજબાઈ એક ગણી બેદરકારી દેખાડે છે તો અદલ દશ ગણી દેખાડે છે. એથી વલી નવાજબાઇ પોતાના ઠેરાવમાં ધચુપચુ થઇ. તેણીને લાગું કે, રૂસણામાં તો "ડોસી ને ગાંસડી બંને જાય છે." અદલ ઠેકાણે આવતો નહી તો નહીજ પણ બોર બેદરકાર અને છકેલ થતો જાય-છે. તેથી તેણીએ તેને પાછો બોલાવવાની અગત જોઈ. પણ જો એકદમ તેને બોલાવે તો તે ઘીપર જાય એમ છે, તેથી તેણી કાંઇ તક અને બહાનું શોધવા લાગી.

તેવી તક મલતાં કંઈ વીલમ લાગો નહી. આ વેલા અદલની સાલગરેહનું ટાકણું આવી લાગું; અને થોડાક વખતની વાટ પર તે સીક પડી ઊઠયો હતો તયારે તેનાં માએ માનતા લીધી હતી કે, તે જો દુખતું દોહેલું પઓરી ઝાટકીને જલદી ઉઠે, તો તેનું આવતું વરસ

સગન સાથે અને ધામધુમથી ઉગાડવું. તેથી હજુ તો સાલગરેહને એક અઠવાડયું છે તયારથી તેમનાં ઘરમાં તેની તઇયારી ચાલી રહી છે. મીઠીબાઈ અને મેહેરવાનજીને આજ ઘણોક વખત થયો "જાસાહ" કરવાની અને નામ કહાડવાની તક મલી નથી, તેથી તેઓ અદલની વરસગાંઠને બહાને પાંચ માણસોને જમવા તેડનાર છે, આતશનું ગીત ગવાડનાર છે, આતશ એ હરામ માચી અને ફુલારૂં ચહડાવનાર છે, તથા સગાં વહાલાંને કપડાં વગેરે કરનાર છે. આ સઘલાં માટે સરવેને નવી ઉલટ આવી છે, અને સઘલાં અરસપરસના વાંધા ભુલી જઇને વરસગાંઠની ધામધુમમાં પડયાં છે. વરસ ઉગાડવાની કીરયાનો સામન, જમાડવા ખવાડવાની ચીજો તથા કપડાં ચપડાં સરવે ત્રણ ચાર દીવસ આગમજથી આવવા માંડયું છે, અને જાણે અદલશાહ નવેસરથી વરઘોડે ચહડવાના હોય તેમ તેમનું નાનું ઘેર ગાજી રહયું છે. મીઠીબાઈ, મેહરવાનજી, તેમનાં સગાં વહાલાં તથા ભર ભાડુતો દાહાડો ને રાત તેની ગોઠવણ કરે છે, મસલેહત કરે છે અને દોડાદોડ કરે છે. આપણી નવાજબાઈ પણ તેમાં તેવો ભાગ લે છે. બલકે સરવે કરતાં તેણી વધારે ભાગ લે છે. તેણી સાસુ સસરા સાથ એ વાતની મસલેહત કરીનેજ રેહ-

તી નથી, પણ બોલબોલાં પાલખીતાંને "જરૂર આવજો માય," "ગરીબને માન આપજો બાવા" કરી તેડવામાં તથા સરસામન વસાવવામાં પણ તેણી આગેવાન ભાગ લે છે. જે જે કીરયા અને ધામધુમ પોતાને મહીંરે ઘેર પોતાનાં માયને કરતાં તેણીએ જોયાં હતાં, તે સઘલું પોતે જાતે કરવાને તેણીને આ તક ઘણી સરસ મલી ગઈ છે. જોકે તેણીનાં સાસુ એવાં કામ કરતાં ઘરડાં થવા આવયાં છે, અને તેવણનો કુનેહ ઘણી ઊંચી પ્રકારની છે, તોપણ નવાજબાઇની ઝડપ અને ચંચલાઈ આગલ તેવણ ઝાંખાં અને ગાભરાં પડી જાય છે. નવાજબાઈ આ વેલા ગોયા તેમનો જમણો હાથ, બલકે તેમનાં ઘેરનો વજીર થઇ પડી છે. કપડાં લેવામાં જોઇયે તો નવાજબાઇ, જણસ ઘડાવવામાં જોઇયે તો નવાજબાઈ, સેસ ભરવામાં જોઇયે તો નવાજબાઈ, પરોણાંને આવકાર દેવામાં અને "મરૂં ઘરૂં" કરવામાં જોઇયે તો નવાજબાઇ, વર તથા સસરાને ટીલા કરવામાં જોઇયે તો નવાજબાઈ, સઘલામાં નવાજબાઈ, જયાં જોઇયે તયાં નવાજબાઇ, જેમાં કહો તેમાં નવાજબાઇ, નવાજબાઈ અને નવાજબાઇજ ! નવાજબાઇ કેટલાં ચાલાક છે, તેવણનાંમાં કેટલું પાણી છે અને ઘર સંસારમાં તેવણની અગત કેટલી છે તે, તેમનાં સાસુ

સસરાને તેમજ બીજાં લગતાં વલગતાંને આ વેલા બરાબર માલુમ પડયું.

અદલશાહની વરસગાંઠની મેનીજમાં નવાજબાઈ કેટલો સરસ અને આગેવાન ભાગ લેછે, તે તો આપણે સારી પેઠે જોયું. પણ અદલશાહ પોતે તેમાં કેવો અને કેટલો ભાગ લેછે? આ સવાલનો ફડચો હમારી તરફથી ન કરતાં, હેઠલ આપેલી વાતચીતમાંથી તેનો સાર કહાડી લેવાને હમારાં વાંચનારાંઓને હમા ભલામણ કરયે છીયે. એ વાત વરસગાંઠની તઇયારીની છે, અને તે નવાજબાઇ તથા તેમનાં સાસુ સસરા વચ્ચે શરૂ થાયછે—

**મેહેરવાનજી**-બધી મલીને ચાર હજાર લાવવાને પ્રભરામ કાપરયાને કહેલું છે.

**મોતીબાઇ**-( ગુસાથી ) મેહરવાનજી, તમેબી કેની તે પોતાનીજ મમત પુરી પારોચ જો. પણ સંસાર વેહવારની રીત કંઇ સમજતા નહીં. જયારે અમસી બેનને હજાર સાથનો વાગો કરો તારે બેનની દીકરીને કરયા વગર ચાલે?

**મેહેર**-બાસ્સું! એક હજાર વલી વધી! ચાર ઉપરથી પાંચપર આવી; હવે પાંચ ઉપરથી છપર આવશે.

**નવાજ**-પણ સસરાજી, તમે એટલાંથીજ કાંય અકલાઈ જાવોચ? સાસુજીએ કહયું તે

ઉપરાંત [illegible] બે હજાર વધારે જોઇશેજી. જારે એ[illegible]ઓને કપરાં કરશો તારે તમારા ભાઈ[illegible]ને કાંય નહીં? શું તે તે તમારા બચ્ચા નહીં? તે બીચારી બાપ વગરની છોકરીઓ તો જાણે તમેજ મરૂં તેના બાપ.

મેહેર–પણ તે દુકતાઓ તો બે છે?

**નવાજ**–[illegible]જી, બે હોય કે ચાર હોય, પણ વડાંની રીત પ્રમાણે સંધાન કરવુંજ જોઇએ.

મેહેર–પણ નવાજબાઇ, તું બીજો વીચાર કેમ નથી કરતી? એગ ભાઈ બેનની છોકરીઓને કપડાં કરયે તો પછી મામા માસાની છોકરીઓને ગોસો નહીં લાગશે? એમ તો પછી આંધલાંની હાર નીકલી આવે ને આપણું ઘેર વેચતાંબી છેરો નહીં આવે.

**નવાજ**–તમે ગમે તેમ તકરાર કરો સસરાજી, પણ એકને કીધું તો બીજીનેબી કરવુંજ જોઇયે.

મેહેર–હા. એક મરે તો બીજીએબી મરવુંજ જોઇયે!

**નવાજ**–સસરાજી, તમો ઉપરના ઉપર જવાબ આપોચ તે તો ખરા; પણ હરવાઈ આપરાં લોકની રીત પરેલી તેનું કેમ? એ બધા બઇરાંના વેહવાર છે. એમાં અખ્ખઈ રેહા માટીડાને સમજ નહીજી. એમ જોઈ તપાસોને

નહીં કરયે તો પછી પાંચે દહાડે હમારાં હારકાં આગરાં પીઆય.

**મેહેર**–તોબાહ! કમબખતી જે મરદ ખરચ કરવા નીકલે તેની!

એટલાંમાં આપણો અદલ તયાં અંબાતો આવી લાગે છે, અને હાંફુલોફાંફુલો બની ઘરનાં ખુણાંખંટોલાં તપાસતો "મારો બૉલ! મારો બૉલ!" કરી બુમ પાડે છે. તેની એ ધાંધલ જોઈ તેનાં માય ગભરાહને પુછે છે, દીકરા બૉલ શું?

**અદલ**–કરેકિટ રમવાનો મારો બૉલ નહીં દેખાતો; તે કયાં ગયો? જડતો નથી મલે. કમબખતોએ કોણ જાણે કાંહાં નાખયો હોશે. મારો બૉલ!

**મોંઘીબાઈ**–જો જો દીકરા, ચાલમાંની પેલી તાકપર હોશે. મેં કાલે તાંહાં દીઠો તો.

**અદલ**–નહીં મલે તાહાંબી. આખું ઘેર તો શોધી મારયું. તચતચ! મારૂં બધું કામ અટકી પડયું તો. મારો બૉલ!

**નવાજ**– (પાકી ગયાથી) "બધું કામ અટકી પડયું!" તો ઉભરાયા કાહાં લવંગની વખારે જવાના છેવો? ને શું લાખનાં લેખાં કરવાના છેવો?

**આદલ**– "લવંગની વખાર" ને "લાગાનાં લિખા!" અરે બુધ્ધુ, તું સમજેચ શું? બૉલ બેટની રમતની ખુબી ને તેની કસરતના ફાયદા, તારી "લવંગની વખાર" ને એલચીનાં ગોદાઉન કરતાં દશ હજાર ગણા વધારે છે. ક્રીકેટની હર્ગીફાઈને વાસતે તો છેક આસ્ત્રેલીયાથી વેલાત અને વેલાતથી અમેરીકા સારંનારાં માણસો મુસાફરી કરેચ.

**નવાજ**–તા' અજબ છે કે તમો ક્રીકેટ રમવાને છેક વેલાત વેર નહી જાતા! તમોબી મરૂં સરસ ક્રીકેટ રમનારા છેવો.

**આદલ**–અરે અરે! મારો જીવ જાએચ ને આય રાણ પોતાનું ડહાપણ કરી વખત ગાલી નાખેચ.

**નવાજ**–તો, પણ આદલ, આજનો દહાડો બૉલબેટ રમવા નહી જાવો તો મદદને શું ખોટ આવવાની છે? હજુ તો મરૂં હમણાં ઈસકોલમેંથી આયા, તેટલે વરી પેલી મુઈ રખડતી રાણની પએબાહાર જાણી બાહાર જાણી શાનું કરી રેહાચ? હું કંઇ તમને એવે સપરમે દહાડે બાહાર જવા દેવાની નથી. તમો જાણોચ કેની, કે તમારૂં હસ્તું રમતું ને સખ કરારનું વરસ આયુંચ તેની અહીં તઇયારી કરયેચ? તો તેનું કંઈ લાવવું છે, લેવું છે, કરવું છે, કારવવું છે,

તે કરો. બીચારા સસરાજી એખલે હાથે ઘસરબોરો કરતાં મદઈ ગણમસ થઈ જાયચ.

**મીઠી**–પણ મરૂં એને તો ખબરબી નહીં હોશે કે વરસ કોયે રોજે ઉગશે.

**અદલ**–એપ્રીલની પેહલી તારીખે એપ્રીલ ફુલની સાથે ઉગશે!

**નવાજ**–સાસુજી, એમાં એવણ કરતાં તમારો ઘણો વાંક છેજી. તમે એવણને ધોંક ધોંક કરી ઘેરમાં રોકતાં રેહો તો પછી એવણ એટલા નભરવસ થાય નહી.

**મીઠી**–ચાલ નાજાં, એમ બોલીને મારા નવાઇ બોવાઇના દીકરાને તું ગુંગલાવ ના. અમ્મઈ રહ્યો દહારેવારેંના થશે તારે પોતાની મેરે સંધું ઘેરબાર સાચવશે. એના બાપને જી; તેવણ કેવા બાર હાતના છે; તેવણ હમણાં ઘેર સાચવેચ, તેટલે એ જી ભરાયો રમી ફરીને મોજમજાહ કરી લીએ તેજ સારૂં. ચાલ દીકરા, જીવ ના કુહુરાવ, હું તારો બૉલ શોધી આપું.

એમ કહી મીઠીબાઇ બીજી તરફ બૉલ શોધવા જાય છે, અને તેથી અદલને એકલો પડેલો જોઈ નવાજબાઈ તેને પટાવેછે,–" એટલા આકલા કાંય પરોચ, અદલ? મારેથી કંઈ બેઅદબી થતી હોય તે માફ કરો, પણ તમે મેહરબાની કરી હમણાં તો ઘરમાંજ રેહો. તમે આ-

ખા આખા દહાડા બહારને બાહાર રેહોચ તેથી મને ઘરમાં એકલું ફુરવું પડેચ, ને મારાં દીલમાં ઘણું ઓછું આવેચ. આય સપરમે દહાડે આપરાં ઘેરમાં કેવી ધામધુમ થાયચ, પણ તમારા વગર મને તે સંઘુ લુખું ને નકામું લાગેચ. તમારાં વરસને દહાડે પાંચ લોક ઘરમાં એકઠાં થાશે તારેબી તમે એમજ કરશો કે ? જોવ અદલ, હું તમને મારા જીવના કસમ આપીને કેહુંચ કે તે દહાડે તો તમે બસ ઘરમાંજ રેહજો હો. ને વરી મારી સાથે સારી રીતે વાતચીત ને હસબોલ પણ કરતા રેહજો, કેમકે નહીં તો બાહારનાં લોકમાં મને બરડે પાણી ઊતરશે જો.

**અદલ**–પણ મારો બૉલ ! જાંહાં સુધી મારો બૉલ નહીં મલે તાંહાં સુધી હું બીજું કંઇ સાંભલવાનો નથી.

**નવાજ**–તારે જો હું તમારો બૉલ શોધી આપું તો તમે મારૂં કહેવું કબુલ રાખશોની ? જો તમે મને એટલી કબુલાત આપો તો હું અબ ઘડી તમારો બૉલ શોધી આપું.

**અદલ**–હા ! હો હું સમજયો. જાંહાં છે તાંહાં તેંજ મારો બૉલ કેડે સંતાડયોચ.

**નવાજ**–ખચીત. અદલ, તમે કેહોચ તે વાત ખરી છે. મેં આજે તમારો બૉલ સંતાડયોચ ખરો. તારે એ ઉપરથીજ તમે સમજો

કે ઘરમાં તમારી હાજરી માટે હું કેટલી ખંઠી ને ઊલટમંદ છેઊં. જારે તમે ખોજી રીતે મારૂં કહ્યું નહીંજ માનશું તારે અંતે બૉલ સંતાડવાની મને ફરજ પડીચ.

**અદલ**–લાવ, લાવ, તે અબ ઘડી લાવ. મારો બૉલ !

**નવાજ**–હમણાંને હમણાંજ આપું, પયારા. પણ તમે તે લઈને બાહેર તો નહીંજ જતા રેહશો કેની ? અદલ, મારો એટલો બોલ કરશો કેની ? જો કરશો તો તમારી ઉપરથી આખાને આખી હું ઓવરાઈ પોવરાઈ જવશ.

અદલ ગમે એવો બેદરકાર છે, તોપણ નવાજબાઇના એવા મીઠા સખુન અને કાકલુદીયો તેમજ બૉલ સંતાડવાની વાત તુરત માની દીધાથી, તેનાં નાદાન દીલ ઉપર થોડી પણ અસર થઈ. અને મેદાનપર જવાનો વખત પણ થઇ ગયો, તેથી તેણે આજે ઘરમાંજ રેહવાને કબુલ કીધું. નવાજબાઇને તેની આ વલણથી એક પાદશાહી મલવા જેટલો સંતોષ થયો, અને તેણે તુરતજ પોતાની પેટી ઊઘાડી તેમાં બૉલ સંતાડેલો કહાડી આપયો. નાનાં બાલક જેમ રમકડું મલવાથી ખુશી થાય તેમ અદલ પોતાનો બૉલ મલવાથી ખુશી થયો તેને ખુશી થયલો તથા લગાર રાહપર આવેલો

જોઇ તેનું મન જીતવાને નવાજબાઈ ઊલટ ભરેલાં દીલથી તેની પાસે બેઠી, અને પોતાની વાત શરૂ કરવાને "પયારા અદલ" કરીને મથાલું કરયું.

પણ અફસોસ! હજુ તો ગરીબ બીચારી નવાજબાઇ "પયારા અદલ" કરીને બોલેછે તેટલે "પયારા અદલ" ના જીવેજાનના મીત્ર પેલા "વહાલા સપલ" દાદરપર ધમધમ ચહડતા તયાં આવી લાગા. ખરેખર કબાબમાં હાડકું! પોતાના વર સાથની એકાંત મુલાકાતમાં સપલશાહની હાજરી નવાજબાઇને એક રાક્ષસના સરખી ભયંકર લાગી. તેણીના હોટ જાણે બંધ થઇ ગયા અને તેણીનો ચેહરો ફીકો પડી ગયો. એ વેલા તેણી જે રીતે વાત કરતાં અચકી ગઇ અને તેણીનાં મોંડાં ઉપર જે કચવાટ પ્રગટી નીકલયો, તે જોતાં કોઇ પણ સમજુ માણસનાં દીલને લાગયા વગર રહે નહી. પણ સપલશાહ, અદલશાહના મીત્ર છે, અને તેમના જેવાજ ચેરા અને ચરકટા છે; તેથી તેવણે તેની કશી પણ દરકાર કીધી નહી. ઓર તેવણ નવાજબાઈ તરફ કશી પણ સભયતા કે માન દેખાડયા વગર અને તેણીને કશી પણ રીતે કાંહું દીધા વગર લાગલા અદલ આગલ ધસયા ગયા; તેનો હાથ બેંચી જોરથી શેકહેંડ

કીધી, અને "હાઊ આર યુ, ડીયર ફરેંડ" કરી તેની સાથ વાતનું મંડાણ કીધું. અદલ પોતે પણ સપલને જોતાંજ જાણે કોઈ બેહશતનો ફરેશતો આવયો હોય તેમ, નવાજબાઇને ખરતાં મેલી લાગલા ઉઠી ઉભા થયા, અને તેના હાથમાં હાથ મેલવી "કુવાઇટ વેલ, કુવાઇટ વેલ, ડીયર સપલ" કરી તેની સાથ વાતચીતમાં મશગુલ થયા, અને નવાજબાઇ નવાજબાઇને ઠેકાણે રહયાં !

પયારા અદલ અને વહાલા સપલ બંને સાથે મલી ખેરઆફયેત પુછયા પછી તેઓ વચે જે મોટી અગતની રાજદવારી વાત થઈ તે હેઠલ પ્રમાણેઃ—

**અદલ**–કેમ ફરેંડ, આ વખતે તુને એકાએક અહીં આવવું પડયું ?

**સપલ**–ડીયર, એટલાજ માટે કે તું હજુ સુધી મેદાનપર આવયો નહી. રાહ જોતાં જોતાં બધા ફરેંડો થાકી ગયા.

**નવાજબાઈ**–( મનમાં–ખુબ ફફરાટથી ) મુવા બધા ઘેરબારના લીલા પડયા, તે બીજું કરેબી શું ?

**અદલ**–શું કરૂં દોસત, આજે મારાં ઘરમાં એક મોટું અંધેર થયું.

**સપલ**–અંધેર ? ઓહો ! તે શું ?

**અબદલ**–એકદમ મારો બૉલજ ગેપ થઈ ગયો!

**સપલ**–(ધસકો ખાઈને) અરરરરરર! બૉલ ગેપ થઈ ગયો! પછી?

**નવાજ**–(મનમાં) ઓ: ! શું થયું! સપલશાહની મદદનો જીવબીવ નીકલી ગયો કે?

**અબદલ**–પછી શું વલી? જડયો. પણ મહા મેહનતે અને મોટી મુશકેલીએ. આય મારી હમબગ વાઈફે બેવકુફી કરી સંતાડયોતો, કે બૉલ નહી મલે તો હું ઘરમાંજ ઠરી જાઊં.

**સપલ**–બચીત, ઘણીજ ભયંકર વાત! (નવાજબાઈને) નવાજબાઈ તમે એ ઘણું ખોટું કામ કરયું. પોતાના વરનાં કામમાં સેહલાઈ કરી આપવાને બદલે તમો ઓર વચે હરકત નાખોચ એમાં ડાહપણ નહી કરતાં. બઈરાંઓએ માટીડાનાં કામની વચે આવવામાં કેટલો મોટો જોખમ છે તે, તયારે તમો સમજતાં નથી. છટ છટ છટ!

**નવાજ**–તમારી શીખામણ ઘણી સારી છે, સપલશાહજી. તે હું માથે ચહડાવુંચ. પણ તયારે તમે પોતેબી ધયાનમાં રાખવું જોઈયે કે, વર અને બાયડીનાં કામ વચે પરાયા શખસોએ માથું ખોસવુંબી ઘણુંજ જોખમ ભરેલું અને સાથે બેવકુફી ભરેલું છે.

નવાજબાઇનો આ જવાબ અથવા તાનો એટલો તો સખત છે, કે તે સાંભળતા સપલ તદન ફીકો પડી ગયો, અને નવાજબાઇને પાછો જવાબ વાલવાની તેનામાં તાકાત રહી નહી. તેથી આટ થઇ હસીને તે નવાજબાઇની ઠેકડી કરવા લાગો, " તમે ઘણુંજ હુશયાર છેવો, નવાજબાઈ. તમારી જબાનદરાજી જોઈ હું તો છકજ થઈ ગીયોચ. " પણ આ તરફ નવાજબાઇ તેનાથી ખાંડી જાય એવી નથી. તેણીએ વલી શાલમાં લપેટીને સપલને પેહરામણી કરી કે, " નહીરે ભઇજી, મારી હુશયારી શું બલીચ. હમે ગમે તેવાં પણ અરધ ગજનુ માથુંબાનું બાંધનારાં બઇરાં, ને તમે જી ભરાયા પચાસ ગજની બધી ગોલ ને ગોલ માથાંની આસપાસ પાગરી બાંધનારા માટીડા. હમેજ જારે હુશયાર હોઇયે તારે ત્રણીતરૂં કરવા છતાં એટલાં હાડમાર શું કરવા થઇયે ? સપલશાહ, હું તો અમસથી દુનયાના સરેશતાની વાત બોલી; તેમાં કંઈ બેઅદબી થઇ હોય તો માફ કરજો બા." અહીં વલી સપલને ભારી પડી ગયું. નવાજબાઇનો એ નરમ જવાબ પણ તેને ગલે ઉતરવો મુશકેલ થઇ પડયો. તેથી જાહેરમાં જો કે તેણે મોંડું હસ્તુંજ રાખયું, તોપણ મનમાં કપટ પકડીને અદલશાહ આગલ, પોતે જાણે અસલ

---

ઈંગલંડના હોય તેમ અંગરેજીમાં નવાજબાઈની ડીંગ ફડાકવા લાગી. તેના જવાબમાં મુરખ અદલ પોતાની બાયડીનો બચાવ કરી પોતાની નાક અને ભરમ જાલવવાને બદલે, તેણાનાં દુખ રડી સામો તેણીને વગોવવા પડયો. અંતે તેમનો એ સુખદુખની વાતનો છેડો એવો આવયો કે, અદલે પોતાની કલાંટ બાયડીના કંટાલાથી છુટવા માટે હાલ તુરત તો સપલ સાથ મેદાનની મુસાફરીએ નીકલી જવું—પછીની વાત પછી! એ ઠેરાવ મુજબ અદલ ફફરતો ચટકતો અને નવાજબાઈ તરફ ડોલા ઘુરકી બડબડતો પટપટતો સપલશાહ સાથ બાહેર નીકલી ચાલયો. નવાજબાઈ એ કૌટક જોઈ અદલ સામે તો આંખની ઇશારતથી ઠપકો આપીનેજ રહી, પણ સપલની પાછલ તો તેણીએ તે નહી જોય તેમ ગુસા અને ધીકારથી કરરર કરી કટકા પણ મોરયા.

આ બનાવથી બીચારી નવાજબાઈની સઘલી મેહનત ફોકટ ગઈ. અદલને તે દીવસે તેણી જેમતેમ કરી કાંઈક ઠેકાણે લાવી હતી, તે સપલની માત્ર એકજ મુલાકાતમાં પાછું હવાપર જતું રહયું. મેદાનમાં રમી ફરીને તે આસુરે પાછો ઘરમાં આવયો તે વેલા વલી તેને પટાવી લેવાની કોશિશ નવાજબાઈએ કીધી,

પણ ફેકટ. કદાચ તે પરણાઈ જાત, પણ મેદાનની થંડી લેહરી વચ્ચે સપલે, તથા તેની સમજાવટથી તેના ખીજા મીત્રોએ તેના કાન ભરયા હુતા, તેની અસર તેનાં મેજાંમા હજુ તાજીજ છે. બહેરી કેવી જોઈયે, તેણે વરના હોકમને કેવું માન આપવું જોઈયે, તેણે વરના મીત્રોને કેવી રીતે રીજવવા જોઈયે, ઈતયાદી વાત આપણા તાજા તરફડતા આ જમાનાના ફીલસુફોએ અસરકારક રીતે સમજાવી હતી; અને તેથી તેના મનમાં લાગ્યું છે કે, નવાજબાઈ અર્થાત હઠીલી, મુરખ, નાફરમાન અને કલાંઠ બહેરી છે. તેથી અદલ, જે અતયાર સુધી તેણી સાથ મીલાવામાં માત્ર બેદરકારીથીજ વેગલો રહેતો હુતો, તે હવે પોતાના દોસતો તરફની પોતાની ફરજને લીધે તથા પોતાને મલેલી નવી ફીલસુફી ઊપરથી તેણીને પોતાને લાયકની નહી ગણીને તેમ કરવા લાગો. તેના વીચારમાં થયલો આ ફેરફાર નવાજબાઈ સમજી શકી નહી, અને આગલનીજ પેઠે તેને એક સરખી રીતે બોલાવતી ચલાવતી તથા પટાવતી સમજાવતી રહી.

એમ કરતાં અદલની મુબારક વરસગાંઠનો પનોતો દીવસ વાજતો ગાજતો અને ધમ ધમ કરતો આવી લાગો. તેની બરી બામદાદમાં ન-

નાજાબાઇ સઘલાંની અગાઉ ઉઠી સગન કી-
રયા કરવા મંડી ગઈ. પ્રથમ "હથા અશેમ"
પછી પોતાના ધણીને અને તેની વરસગાંઠને
"જી નરાઇ" માંગી. ચુહુલે આતશ રોશન
કરી સુખડ લુબાણ મુકયું. કુવો, ઓટલો તથા
ઉબર ધોઇ ચોક ચાંદણ કીધાં. ખરપટું તથા
કંકુ લગાડી બારણાં બારસાકપર લાલ પીલા
ચટાપટા પાડયા. દીવામાં ઘી પુરી તેને ફુલનો
હાર પેહરાવયો. ઘરનાં દરેક બારણાં બારીપર
તોરણ બાંધયાં. કુવામાં નાલયેર વધાવયું;
આંગણામાં ઇંડું ફોડયું; અને વરસગાંઠની
સેસ ભરી તઇયાર કીધી. પોતે નાહી ધોઇ સીં-
ગાર સજી કપાલે ટીલી કરી તઇયાર થઈ; અને
પછી વખતસર અદલશાહને પોઢેલા ઊઠાડી
તેવણને અંગોરાવવા તથા "વાગો" બદલાવ-
વાની મેનીજ કીધી. એટલાંમાં નજદીકની કે-
ટલીક સગી વહાલીઓ આવી હાજર થઈ, અને
વરસ ગાંઠનાં ગીતના કોમલ સરોદ નીકલયા.
અદલ જેવા વાગો બદલી, બનીથની ત્રીમત્રાક
થઈ ઓરડામાં આવયા કે, તેવણનાં માય મી-
ઠીબાઇ તથા ધણયાણી નવાજબાઇ તેમને ટીલો
કરવા તથા બતાશો ખવાડવા આગલ ગયાં;
પણ અદલશાહ તો બધી કેલવણી લઈ ભરપુર
થઇને સઘલા સુધરી ગયલા તે તેમ કરવા દીધું

નહી. બતાશો તેણે ફેંકી દીધો અને ટીલો તેણે ભુસરી નાખ્યો. પણ તેથી મોહીબાઇ અને નવાજબાઈ કંઇ હઠી ગયાં નહી. તેવણે સોગનપર સોગન ખાવા માંડયા. તેમની તરફથી વલી કાકાની શીરીનબાઇ બોલી, "મરૂં અદલશાહ, સપરમો દહાડો એમ એરાં નહી કહારયે. બઇરાંનો જે સંસાર છે તે તેઓ કરશે; તેમાં તમે હરકત ના કરો બા." તે પછી મામાની ગુલબાઇ બોલી, "ઓ લેરે! અદલ, તમે તો સુધારા વાલા કરતાંબી વધારે સુધારાવાલા થઇ ગયા કે ખાવાની ચીજને ફેંકી દેવોચ? તમે ગમે તેવા હુશયાર ને સુધરેલા હોશો, પણ આજે તો ટીલો કરયા વગર ને બતાશો ખવાડયા વગર હુમે રેહવાનાં નથી. ચાલો લાવો, એ બધું હું મારે હાથે કરૂં. જોઉં વારૂં તમે કેટલી બોહસ કરોચ? જો ટીલો નહીજ કરવા દેશો તો પછી અખઇ રેહાનો બધો નવીસવો વાગોજ કુકાંએ રંગી મેલશ." એટલું બોલી ઝડપથી પીગાની લઇ ગુલબાઇએ અદલનાં કપાલપર બરાબર એક આંગલ લાંબો કંકુનો લીસોટો પાડયો, અને તેજ વેલા શીરીનબાઇએ, ચોખાના બેચાર દાણા સાથે એક બતાશો અદલનાં મોહમાં મેલી દીધો. અદલે ટીલા તથા બતાશાના સગન બઇરીને બદલે બીજી સ્ત્રીઓને

હાથે કરવા દીધા તેથી નવાજબાઇને દલગીરી ઉપજ્યા વગર રહી નહી. તોપણ અપરમે દહાડે બલાપાને અપસગનનું મુલ ગણી તે મનમાંથી કહાડી નાખ્યો, અને લાગલો અદલ આગલ ધસી જઇ તેને "ભરયે હાથે" ઓવરણાં લીધા, અને "વરસ સબ કરારનું ઊગજો, તથા આઇસ ઊવા સાડી સતરસો વરસના થજો" એવી દુવા ચાહી. પણ અદલે તે દુવા ઉપર તુરતજ ડામ દીધો, "હા! સાડી સતરસો વરસના થાજો, કે દુનયામાં સાડી સતર હજાર ધકેલા બાઇને મરયે!" નવાજબાઇએ જોયું કે, જો અહીં કંઈ પણ વધુ બોલીશ તો અદલ વધારે બેહકશે, તેથી "ઓવારૂં ભુસું" કરીનેજ વાત ખાઈ ગયાં; અને લાગલી બદામ દરાખની સેવ અને રાતનું બાંધેલું ગોલાબનું પમરતું દહી લાવીને અદલ આગલ હાજર કીધું. તેની પાછલ વલી દહી માછલી અને ખાંડ કેલાં સાથનુ સગનનું ભાણું લાવી મેલ્યું, જે સઘલાંને અદલે સારી રીતે ઇનસાફ આપયો. તયાર બાદ બાવાની જોડે આતશબેહરામને સેજદો કરી આવયા, અને સેહેજ વખત ઘરમાં આવે લાં બઇરાં વચ્ચે સુધારાની તથા કેલવણીની અને માણસ જાતની હાજતોની વાત ચલાવી પોતાના મીત્રોને ઘેર જવા તઇયાર થયા. પણ તેટલે

તેમના બાવાએ તેમને અટકાવયા, અને કહ્યું, "આજે જરા કામનો દહાડો છે, વાસ્તે ઘરમાંજ રેહવો, ને મને કામકાજમાં તથા લાવવા લેવામાં મદદ કરો." પણ અદલને એ વાત કવડી ઝેર સરખી લાગી. તે લેવટાની પેઠે ફફડી પડયો, અને બાવાને તેમની ભુલ સમજાવવા લાગો, "બાવાજી, તમે સમજોચ શું? મારા મીત્રો કઈ બામટા કે ભુખર્ગી બારસ નથી કે માત્ર ચીઠીનાંજ તેડાંથી દોડી આવશે. તેમને તેડવા માટે આજે મારે પોતેજ જવું જોઇયે. ઘરમાંનું કામકાજ હોય ને તમારેથી એકલું પોંહચી નહી વલાતું હોય, તો સુખે એક બે માણસ ઉપલગ કામ કરવા રોજે રાખો. હું પોતે એવે દહાડે કામ કરવા બેસું? છટ નોનસંસ!"

દીકરાના આ રોકડા જવાબથી બાવાનાં આંતરડાંજ ઉકલાઈ ગયાં. તેવણ અદલને ઝંઝેરી કહાડત, પણ સપરમો દહાડો ઘરમાં રમખાણ થઈ પડશે કરી લોહીનો ગોટ ગલી ગયા, અને અદલને સમજાવીનેજ કહ્યું, "દીકરા, તું તો કલકતાના ગવંદર જંદરાલને ઘેર જનમતો જનમતો મારે ઘેર ભુલો પડી આયોચ. તું રોજે માણસો રાખવાની ને બીજી મોટી મોટી વાતો કરેચ ખરો, પણ કંઈ બાજો વીચાર છે, કે તેથી પઇસાનો કેટલો બોજ પડશે,

ને બાવાની ટાલકી કેવી ઘસાઈ જશે ? જરા જરા કરતાં આય ત્રણ ચાર દહાડામાં હું દોઢ-ડસો ગાસો રૂપયાને ઘેર ગીયોચ ને તેનાં હાય સોસારાથી મારાં લોહીનું પાણી થાયચ." અબદલ આ વાત પર પેટ ધરીને હસયો અને માત્ર એટલુંજ બોલી બાહેર નીકલી પડયો કે, "તયારે તમે ઘેલા ઊતા, બાવાજી, કે ખરચ કરી નામ કહાડવા નીકલીયા. ખરચ કરવો તયારે તો પુરોજ, નહીં તો સઘલું રદ બાતેલ છે. તે કરતાં તમારા હાથમાં ભીડ હોય તો એટલું બધું કરવાને તમોને ગલે કોણ પડયું હતું? જયારે કામજ કરવા નીકલયા તયારે વલી થોડા રૂપયાનો હાયસોસારો શું? એ બુઢાઓના એવાજ રોડરા હંમેશાં હોયચ."

પોતાના બાવાને ખરચ કરવાની ફીલસુફી સમજાવીને, તથા દીકરાને કામકાજ કરવા કેહેવાની મુરખાઇ તેમના મનમાં ઠસાવીને, આપણા અબદલશાહ પોતાના દોસતોને તયાં ગયા તો ખરા, પણ તયાંથી તેવણ કેટલાંક નવાં લફરાં ગલે વલગાવયા વગર પાછા ફરયા નંહી. મીત્રોને મોંડમોડું ભોજન કરતી વેલા, તેમને તયાં તેમના જે કોઈ બીજા મીત્ર કે સગા વહાલા આવેલા હોય, તેમને પણ તેવણે શરમાશરમીમાં ભોજન કરી દીધાં. અબદલ પોતે જાણતો

હતો કે, ઘરમાં ઘણું તો દશ બાર માણસના સુક્‍રાનીજ તઇયારી છે, તો પણ પોતેબી કાંઈ કરી નાખે છે તેવું દેખાડવા તથા દોસતો વચ્ચે પોતાની નાક જાલવવાના થાલા વીચારથી તેણે એ રીતે બીજાં આઠ દશ માણસોની હાર વધારી દીધી. તેમાં માત્ર મીત્રોના મીત્ર અને સગાજ નહી પણ બે ત્રણ બાહુતી બાચરાઓને પણ નોત્રાં દીધાં. અને તે કેવી રીતે? તેમના સઉથી મુખ્ય મીત્ર મી૦ સપલશાહની સલાહથી તેવણે મેસરસ લલીતજી લલકારબાઈ, ગુલચમનજી પરીરૂખજી અને ટુકરબાઈ ખુશ્કાશાહને પણ બોલાવયા. એમાંનો પેહલો જુવાનયો ઓખરાં ફીડલ ઉપર હાથ ચલાવી મોટા મોટા રાગોને બેંસાસુર સુરમાં લલકારી મુંબઈમાં તાનસીન ગવઈયાની જગા રાખેછે; બીજો જુવાનયો નાટકોમાં પરીઓના પારટ બજાવી પોતાની ખુબસુરતી અને નાજ નખરાં માટે લોકોને હેરત કરેછે; અને ત્રીજો નાટકમાં ડોલયા તરીકે સરસ ગણાઈને પોતાનાં ડોલયાપણાંથી આખી મુંબઈનાં કલેજાં તોડાવવાનો દાવો કરે છે. તેથી તેમના એ હુંનરોનો લાભ લેવાને મુંબઈમાં ઘણાં કુટમ્બો સરઅવસરે પોતાને તયાં તેમને જમવા તેડેછે, અને તે જમણના બદલામાં તેઓ ગાયછે, નાચેછે અને ડોલયાપણું કરી

બીજા મેહમાનોનાં દીલ રીજવેછે. આપણા અ-
દલે પણ તેમને એજ નેમથી નોતરયા, અને તેનું
નોતરૂં અરધે બોલે તે સાહેબોએ માથે ચહડા-
વી દીધું.

પણ અદલ એટલીજ કચુંબર કરી અટ
કયો નહી. તે ઘર તરફ પાછો ફરતી વેલા મેસ-
રસ સપલશાહ, ડફલશાહ તથા ટોપલશાહ, જેઓ
તેના ખાસ દોસ્તો અને સુખ દુખના સાથી
થઈ પડયા છે તેમને બોહસ કરી પોતાની
સાથે લેતો ગયો—એવી મતલબથી કે, તેમને
બપોરે પણ પોતાની સાથેજ જમાડે. હવે ખરે-
ખર તો ઘરમાં બપોરનું જમણ છેજ નહી.
સઘલું જમણ રાતનુંજ છે, અને બપોરે તો
માત્ર ઘણાંજ નજદીકનાં સગાંની ચાર પાંચ
છોકરીઓનેજ નોતરેલી છે; તેબી એવી મત-
લબથી કે ઘરમાં કામકાજ કરવાને હાથ લાગે.
વલી તેમને માટે બપોરનું જમવાનું પણ ઘ-
ણુંજ સાદું અને ટુંક છે. વરસગાંઠના સગન
તરીકે માત્ર ચાવલ, દાલ, પાટયો, દહી અને ઘી
છે. તેમાં પાતયો પણ સુકા છમણાનોજ છે, કાં કે
તાજા છમણા અને બોઇ માટે ઘણીબી કોશિશ
કરયા છતાં તે પુરતાં મલી શકયાં નહી, અને
જે સેર અછેર મલયાં તે તો સહવારે અદલના
નાશતામાં સાફ થઇ ગયાં. તેમ છતાં અદલ જ-

યારે આ ત્રણ હીમધીમ જેવા દોસ્તોને લઇ આવયો, અને તે પણ ખાવામાં બુખ્બુક ટીકા કરે તેવા, તયારે તેનાં માબાપ વગેરે ઘરમાંનાં સઘલાં માણસો ઊજલાંસપ થઇ ગયાં, અને સરવે એક બીજાનું મોંહુ જોવા લાગાં. અદલ તે કશાંની જરાપણ દરકાર કરયા વગર પોતાના આ "લીપેલો ઓટલો શાધુ" મીત્રોને લઇ પોતાના ઓરડામાં નચીંતે બેસી ટપા મારવા તથા રંગ રાગ કરવા પડયો. તેનાં માય મીઠીબાઇ તો લોણીનો ગોટ ગલી ખુણે બંટોલે કંઇ શાધ ઓલ કરવા પડયાં, પણ તેના બાવાનો પાટો ઊછલી આવયાથી તેવણે તેને પોતાના ઓરડામાં બોલાવી તેની આ મુરખાઇ માટે સખત ઠપકો આપયો, તથા હમણા આ વધી પડેલાં માણસ માટે દોડાદોડીથી જે તઇયારી કરવામાં આવે તેમાં મદદ કરવાને તેને કહયું. તે ઊપરથી અદલનો મીજાજ ગયો; અને ગયો તે કેવો કે તેણે પોતાની કેલવણીથી સંપાદન કરેલાં સરવે ભંડોલને પોતાની મદદે બોલાવી બીચારા "ધાંખરા" ની ઝાટકણીજ કહાડી નાખી:– "તમે બુઢા થયા તે સાથે તમારી બુધી પણ બુઢી થઇ છે. તમારા શું ડોલા નથી કે હું હજુ તો હમણાંજ બાહેરથી ઠકેલો પરકેલો આવયોચ ? એવી હાલતમાં જરા આસાયશબી તો

જેવા દેશો કેની ? તે કરતાં આય બીચારા મારા ત્રણ ફરજંદો અને જેંટલમેનો ઘેરબેઠાં આવયા તેમની હજુરમા રહી તેમની આગતા સવાગતા-માં કરૂં કેની ? તમે કેહોચ કે ઘરમાં કંઇ તઇ-યાર નથી, તો તેમાં હું શું કરૂં ? એ તો બાપ તરફે તમારી ફરજજ છે. તો કાં તમે ઘટતી સમ-યસુચકતા નહી રાખી ? ઘેર ચલાવોચ તારે તમે એટલુંબી સમજતા નહી કે, એવે દહાડે પાંચ માણસો વધયા વગર રેહેજ નહી ? બબરચા-ઓને જો સો માણસનું ખાવાનું કેહવામાં આવેચ, તો તેઓ સવાસોથી દોહોડસોનું તઇ-યાર રાખેચ, અને તયારેજ જમન કરનારની આબરૂ રેહેચ, તે શું તમો જાણતા નથી ? જો તમે એવી હાલહવાલ રીતેજ કામ લેવાના હતા, તો એ રમખાણ ઊભુંજ શું કરવા કીધું ? મારી આ ચેતવણી છતાં જો તમે નહીજ કરશો તો પછી વલી આ તરફ હું છું. મારીથી જે થશે તે કરી લેવશ. અભાગયો એક દહાડો તો પાંચ રો જાય. બધા દહાડા તો તમારા લોકનો હાય-સોસારો ને સંતાપ છેજ, પણ વરસ જેવે દહાડે બી તેજ. અફસોસ ! સદ હજાર અફસોસ ! !"

અદલનાં આ ભાષણથી બીચારા મેહ-રવાનજીનું કલેજુંજ કપાઇ ગયું. એક તરફથી તેમને ઘેરની નોક જાલવવાની ઈંતેજારી, બીજી

તરફથી વધારે પઇસા ખરચવાની ફીકર. ત્રીજી તરફથી વધારે પઇસા ખરચવા છતાં ધારેલું કામ વખતસર પાર પડશે કે નહી તેનો ગુચવાડો. અને ચોથા તરફથી એ સઘલાં વચે મદદ કરવાને બદલે દીકરા તરફથી "દુખપર ડામ" સરખા ચોખા,—આ સઘલાંથી તેવણ, જોકે જાતે નરમ સવભાવના અને ખમાઉ માણસ છે, તે છતાં તદ્દન તાતી ગયા, અને તે ગુસાની જુમમાં તેવણ અદલને કંઇ કવડા સખુન કહવા જતા હતા; પણ તેવામાં મીઠીબાઇ જે પાછલ ઊભાં રહી આ સઘલું જોતાં હતાં, તેવણ એકદમ વચે નીકલી આવયાં, અને એકદમ આંખ મારીને કંઇ જુદીજ વાત છેડી ઊભાં; અને હજુ તો તે વાત આગલ ચાલિ તેટલે વીજલીની પેઠે નવાજબાઇ તયાં આવી લાગી, અને બોલી, "સસરાજી, તમને હમણાં બજારે જવાની કે બીજું કંઇ લાવવાની કશી જરૂર નથી. બપોરે અદલશાહના દોસતારોને જમાડવાની તક સચવાય એવી ગોઠવણ હું કરી શકશ. ચાવલ, દાલ ને પાતયો તો તઇયાર છેજ. તે ઊપરાંત આખી દાલનાં ઈંડાં કરી નાખીશું; ઘરમાં મુરઘો છે તે કામમાં લઇશું; રાતને માટેનાં ગોશમાંથી થોડુંક ગોશ વાપરીશું; ઝટપટ પાંચ સાત રોટલી હાથી નાખીશું; ને

અરધા કલાક કે કલાકમા જમવાનું તઇયાર કરીશું. મેં પોતે તથા બીજાં છોકરાંઓએ સહુવારે સારી રીતે સેવ સાથનો નાશતો કીધેલો છે, તેથી હમા સઘલાં તો બુકબાચક બાફનિંગ ચલાવીશું. એ રીતે કામ લેતાં જો કંઈ ખુટ પડશે તો, મરૂં પછી નમતો પોહર થતાં તમો ધીરજથી બજારે જઇ તે લઈ આવજોજી."

નવાજબાઇએ દેખાડેલા આ ન ધારેલા ઊપાયથી અને તે દેખાડવાને વાપરેલી જીભ લીધા, તેણીનાં સાસુ સસરાંને એટલી તો ધીરજ આવી, કે તેઓ જાણે કેવાં એક મોટાં દુખમાંથી છુટ્યાં હોય એમ તેમને લાગ્યું. સસરાએ પોતાની ઘેરસંસારી વહુને તેની ઊલટ અને ઈંતેજારી માટે શાબાશી આપી; મીઠીબાઇએ અદલને મોંહીંડાં અને બરડા ઊપર પસવારી બાઇ બાપુ કરી તાહુડો પાડી દોસ્તો આગલ મોકલી આપયો. ગુલબાઇએ, પોતાને તયાં આવેલી સગાંવહાલાંની છોકરીઓ સાથે મલી રોટલી, ઈંડાં વગેરે ઝડપચડપ કરી નાખયાં; અને શેવટે અદલશાહ પોતાના મીત્રો જોડે ઠંડે પેટે ભોજન જમવા બેઠા. જોકે તેમનાં ખાણાંમાં હવે કંઈ કસુર જેવું રહયું નથી, તોપણ નવાજબાઈ પોતાનાં સાસુ જોડે તયાં વારંવાર ફેરો મારી, "બાવા

માફ કરજો; ગરીબને ઘેરનું એવુંજ હોય; મસઅરી ના કરતા મરૂં," ઇતયાદી બોલો બોલો અદલશાહને ને તેવણુના શાહ દોસતોને સપરમે દાહાડે તાહાડા મોઢા રાખતાં, ઘરની અને વરની આબરૂ રાખવાની પોતાથી બનતી કોશેશ કરે છે. પણ તેણી એટલુંજ કરી અટકી નહી. પોતે જમવાની જરા પણ દરકાર કરયા વગર, અદલશાહની નોકદાર કમપની જમી ઉઠતાંજ તેમને માટે ચાહેની તઇયારી કરવા પડી, અને ત્રણ વાગાની અંદર તેમને ઘણીજ લેહજતદાર ચાહે કરીને પગસાથે લાગી "બેસી." તે પછી સાંહાંજ સુધીનો વખત તેણીએ કામકાજના દેખરેખ અને ગોઠવણ કરાવવામાં કહાડયો. આ સઘલો વખત આપણો સમજનો કોહલો—આપણો અદલ—માત્ર દોસતો સાથ "પીસની કોટ" અને "બીઝીક" રમવામાં કહાડતો હતો.

તે પછી વલી સાંહાંજે પાંચ વાગતાંજ તેઓ તાજી હવા ખાવા અને મિજાંને નવા દેખાવ દેખાડવાને, તનદરેસ્તીના કાયદામાં ફરમાવયા પ્રમાણે, બાહેર પડયા. તેને માટે ચુક નહી થાય તેની તેવણ અને દોસતો ઘણી સંભાલ રાખતા. પણ તયાંથી પાછા ફરતાં તેવણ વલી એક કામ વધારી આવયા. દરયે કીનારેના ઠંડી હવા ઘોર-

તાં અને ઠંડી વાતો કરતાં, તેમાં જયારે રાતનાં ખાનાની વાત નીકલી તયારે તેની જુદી જુદી વાણીઓ સાંભલી સપલશાહે તેને માટે પોતાનો સંતોષ જાહેર કરયો ખરો, તોપણ શેવટે ભલાઈને ખાતર એવી સુચના કીધી કે, "માસ્ટર, એવાં સરસ ખાનાં અને ઊતમ મોજ મજાહને છેડે જો જરા આઈસક્રીમ અને કેક હોય તો ઘણુંજ સારૂં. વાતમાં કંઇ દમ નથી. પાંચ ચાર રૂપરડીની ખીસાદ છે. પણ મેહેમાનો પુરેપુરાજ ખુશી થઈ જશે, અને તારાં 'હેપી બરડે' ની યાદગારી આપણા દોસ્તોમાં કાયમ રેહશે. હું એ ભલામણ નહીં કરતે, પણ હમણાં એવો ધારો પડયો છે, તેથી કરયા વગર ચાલે નહી." આ વાત સઘલા ફરેંડોએ દીલોજાનથી કબુલ કરી, અને આપણો "ઘરબારનો લીલો" બદલ પોતાના બાવાનાં ગજવાંનો જરા પણ વીચાર કરયા વગર પાધરોજ પીયરસને તયાં આઈસ કરીમના એક મોટા મોલડનો તથા ત્રણ દજન તાજાં કેકનો આરડર આપી બેઠો. તે જોડે, બરાંડી તથા વાઈન સાથ પીવાને સોડા, લેમન અને કેટલાક રતલ આઈસનો આરડર આપવાને પણ ચુકયો નહી. વાંચનારી બાનુઓ ધારશે કે, બદલના આરડરો અને ખરીદીઓનો અહીં છેડો આવયો હશે. પણ નહી. હજુ કંઈ બાકી

છે. એ નીલસો પાકી કેરીના છે, અને તેથી અ-દલ બે ત્રણ દજન કેરીના પણ આરડર કરતોજ આવયો, અને તે કેરીઓ સાધારણ નહી હો! સબવી હાફુસજ! આ ખરીદીના આરડરો આપતી વેલા તે દરેક ઠેકાણે પોતાનાં નામ અને ઠેકાણાંના ચલકતા કારડો આપે છે, અને તે કારડો ઊપરના સોનેરી અક્ષરો તથા તેનો ચલિજાવ બલિજાવ જેવો ભપકો તથા તેની કાતરની પેરે ચપાચપ ચાલતી જીભલી જોઈ દુકાનદારો પણ દંગ થઈ જાય છે, કે વલી આ નવો જવાનીયો અને "શેઠયો" કોણ ઉગી નીકલયો છે!

સમી સાંહાંજને "ઘરોઘર વખ્તે" જેવા દીવા થયા તેવાજ આપણા અદલશાહ, પોતાના ખાસ મીત્રો જોડે ફરીહરી ખરીદી વગેરે કરી હાંફતાહુંફતા ઘરમાં આવી પોંહચયા. બાહેર હેમતજેહેમત કરી આવેલા હોવાથી તેમને ઘણીજ ઠાક ચહડી છે. તે ઊતારી જરા "ફ્રેશ" થવા માટે તેવણે બરાંડી પાણી માગયું. નવાજબાહાએ તુરતજ એક બાટલી લઈ જઇ ઊઘેડી આપી, અને તેનાથી અદલશાહ તથા તેના મીત્રો મેસરસ સપલશાહ, ડફલશાહ અને ટોપલશાહ જરા જરા વારે પોતાનું ગલું ભીંજવી "રોશન" થતા ચાલયા. નવાજબાઈ

તેમના આ ચારામારા જોતી રહેછે; અને જ્યારે તેણીએ જોયું કે, બરાંડી તેમનાં પેટમાં ઘણો ચચરી વલયોછે તયારે તેણીએ સમય સુચકતા વાપરીને તુરતજ થોડાક કોલજીના કવાબ જે તુરતનાજ તઈયાર થયલા છે, તે ગરમાગરમ લાવી હાજર કીધા. તે ઊછાલવા જોડે ફરી તેઓએ બરાંડી લેવા માંડયો, અને બાકીના બીજા દોસ્તો તથા સગાઓ આવી પોહચે તે આગમજ તેઓએ આખી એક બાટલીનું માથું ભાંજી આપયું. પણ એવામાં તયાં એક ચમતકાર સરીખો બનાવ બનયો. અદલે વરદી આપયા પ્રમાણે આઈસ, આઈસકરીમ, સોડા, લેમન અને કેરીઓ એક પછી એક આવી લાગયાં. તે જોતાંજ અંજાણઓમાં તો ખુશહાલી પંથરાઈ, પણ અદલનાં મા, બાવા અને બાયડીના બારેબાર વાગી ગયા. નવાજબાઈ તો તુરત ચેતી ગઇ કે આ સઘલું કયાંથી આવયું; પણ તેણીનાં સાસુ સસરા તે માટે ઈંતેજારીથી પુછપરછ કરવા લાગાં. નવાજબાઇએ જોયું કે જો બાવા દીકરાને પુછવા જશે અને ખરી વાત જણાશે, તો ખુશહાલીને વખતે બને વચે અથડાઅથડી થયા વગર રેહશે નહી, અને સઘલી ભલાઈ હરામમાં જશે; તેથી તેણીએ સંભાલ અને યુકતીથી તેમને અદલ આગલ જવા

દીધા નહી, અને ઘરમાં ચમતકારીક રીતે આવી પડેલી ઊપલી નયામત ચીજો કયાંથી આવી તે માટે પોતા તરફથીજ તેમની આગલ એવો ખુલાસો ઠોકી દીધો કે, " અદલ અને તેના દોસતો મલી એ સઘલું કેઠેથી પરજોર લાવેલા જોવા લાગેછે; પણ એ વીશે હમણાં તેમને પુછવું નહી, કારણ ખાવા પીવાને વખતે તેમને ચકુનમ લાગશે અને તે બાહેરના લોક વચે આપણે માટે શોભા ભરેલું નથી!" આ રીતે શયાણી વહુનાં ડહાપણથી તુરત વેલા તો શેતાન ઊંધો પડયો, અને રંગમાં થતો ભંગ અટકી ગયો. જમવાનો વખત પાસે આવતો ગયો, અને મેહમાનોની ખુશહાલીતથા ઊલટ વધતી ગઇ. સાડા સાત વાગામાં સઘલા મેહમાનો આવી રહયા, અને આઠ વાગામાં સુફરો બીછાયો. સુફરો બીછાવવામાં, તેની ગોઠવણ અને ગણતરી રાખવામાં તથા તેની સઘલી દોડાદોડ કરવામાં નવાજબાઇ, તેણીનાં સાસુ અને સસરા એ ત્રણજ છે. તેમાં સાસુ અને સસરા અસલી વીચાર અને રીતભાંતના હોવાથી, અને આ સુફરાનું કામ સુધરેલી ઢપપર ચાલવાથી, લગભગ સઘલી સંભાલ બાપડી નવાજબાઇને માથે આવી પડેલી છે. પોતાનાં ઘર અને વરની નોક રાખવાને તેણી પુષકલ પસીનો ઊતારે છે. તેણી રા-

ધણીમાંથી ઓરડામાં અને ઓરડામાંથી રાધ-ણીમાં તથા માલપરથી હેઠે અને હેઠેથી માલપર ફેરાઆંટી કરવામાં, જાણે પગે પણોતી લઇને ફ-રે છે. પણ આપણા અદલ શું કરે છે ? તેવ-ણ તો સારી રીતે " બબા " ને ઇનિસાફ આપી મસ્ત અને માતબરની પેઠે એક ઇજીચેર પર પડી મીત્રો સાથ ટપા મારે છે. તેવણ જાણે ઘ-રના માણસ નથી, પણ બાહેરથી આવેલા પ-રોણા છે. તેવણની સઘલી અગત તેવણના ભપકા અને જીભર્લીમાં છે. તેવણ પોતાના એ ભપકાસપકા સાથ ઘડીમાં અહીંથી તહીં લટાર મારે છે, અને ઘડીમાં દોસ્તો આગલ વાં-કાટીકા થઇ તેમને રીજવે છે. પણ હાથ ઊંચકી-એક ગલાસ મેલવાને કે એક કલસયો ઊઠાવવા-ને વટીક કામ લાગતા નથી.

સુફરો બીછાઇ તયાર થયા બાદ અદલે પોતાના મીત્ર મી૦ સપલશાહની સલાહથી એ-વો વીચાર જાહેર કરયો કે, તયાં મેહમાન તરીકે આવેલી સગાં વહાલાંની બાનુઓએ પણ, મ-રદો સાથે એકજ સુફરાપર બીરાજવું. પણ મ-રદ મેહમાનોમાં મોટો ભાગ તેના મીત્રોનો હો-વાથી, અને તે મીત્રો સાથ તે બાનુઓને કશી પણ આગલી પીછાણ ન હોવાથી તેણીઓએ તેમ કરવાને ના પાડયું. આથી અદલે, સપલે

અને બીજા મીત્રોએ સ્ત્રીઓનાં છુટાપણાં તથા સુફરાપર સ્ત્રી મરદોએ સાથે બેસવાના ફાયદા ઊપર નાનાં નાનાં ભાષણો કરયાં; પણ તેની કશી અસર થઇ નહી. અંતે મરદો અને બાનુંઓ જુદા જુદાજ સુફરા ઊપર બીરાજયાં. જમતી વેલા પેહલવેહલો જે જાણવા જોગ બનાવ બનયો તે એ કે, અદલના સુખવાસી મીત્રોમાંના કેટલાકોને બુમલા પાપટ ખાવાની એકાએક તલપ થઇ આવી! અદલે તે વીશે લાગલો હોકમ કરયો, અને તેથી તેનાં મા અને બાયડી નવેસરથી દોડાદોડીમાં પડયાં. માઠે ભાયગે એ બંને ફરમાસુ ચીજ ઘરમાં તે વેલા પુરતા જથામાં હાજર ન હતી, તેથી નવાજબાઇ લાગલી ત્રીજે માલનાં ભાડુતને તયાં પોંહચી વલી, અને તયાંથી બુમલા પાપટ લાવી ઝડપ ચડપ ભુંજી સુફરાપર મેલી દીધા. પણ એ કરતાં વધારે જાણવા જોગ વાત દારૂની સલામતીની છે. તયાં જે સલામતીઓ લેવાઇ તેમાં પેહલી "પાક દાદાર હુરમજદ"ની છે. તે પછી "આતશબેહરામ પાદશાહ"ની, "જરથોશતી સીક્કા"ની, "મહારાણી વીકટોરયા"ની, "અશો રવાનો"ની, "આજના મુબારક રોજ"ની, અદલની સાલગરેહની, તેના ફાધર મેહરવાનજી મશાલાવાલા તથા તેમનાં કુટંબની

અને અદલની કલબની સલામતીઓ અનુક્રમે લેવાઈ. આ સઘલી સલામતીઓ વેલા "હુરરે" ના પોકાર કાન ફાડી નાખે એવા જોરથી ઉઠે છે, અને ટેબલ તથા રકાબીઓ એવાં તો જોરથી ઠોકાય છે કે, ભોંયતલયે ખાટલે પડેલાં મકાઇ ડોસાં બીચારાં હેબત ખાઇને ભડકે છે, કે રખેને ઘેર તુટી પડે. પણ એ સઘલાં પછી એક વધુ અને ખાસ સલામતી લેવાઈ, તે વેલાની ગડબડનો તો પારજ નથી. તે સલામતી મી૦ સપલશાહે ચાહી અને તેને ટેકો મી૦ ટાપલશાહે આપયો. તે લેતી વેલા માત્ર ટેબલો અને રકાબીઓ ઠોકાઇને રહીયાં નહી, પણ દરેક ફરેંડ પોતપોતાનાં ગલાસો એક બીજા સાથે ઠોકયાં. તે સલામતી "આપણા હારટી ફરેંડ મી૦ અદલશાહને તયાં એક બેટો આવે તેની" છે! એ સલામતી વેલા બાપડી નવાજબાઈ તો શરમની મારી ઓરડામાંથી બાહેર પોલજ થઇ ગઈ; પણ તેણીનાં સાસુ મીઠીબાઇ, જાણે અદલને તયાં ખરેખર "બેટો" આવયો હોય તેટલાં ખુશહાલ થઇને બોલી ઉઠયાં કે, "મરૂં રે મરૂં! બાવા, તયારે તો તમારે મોંડે સેર શાકર ભરૂં! એવો હસ્તો રમતો દહારો કયારે આવશે!"

એ અને એવાં બીજાં ઘણુ કોટકો વચ્ચે જમી પરવારયા પછી સરવે મેહમાનો હસબોલ

તથા રમત ગમત કરવા પડયા. તેમાં જોકે મરદો અને ઓરતોની ટોળકી જુદી જુદી છે, તોપણ તેઓ એકજ ઓરડામાં છે. તે વેલા ખાઈ પીને મસ્ત બનેલો અદલ પોતાનાં કુટંબની જુવાન નાજનીનો સાથ પોતાના મીત્રોને "ઇનિટરોડયુસ" કરી આપવાથી પછાત પડયો નહી. તે મીત્રો આથી એટલા તો ઊલટમાં આવી ગયા કે, તેઓએ તેણીઓને પોતાનાં એલમ તથા ગાયનના ભંડોલથી છક કરી નાખવાનો ઠેરાવ કીધો. તેઓ પ્રથમથીજ ચેતીને એકાદ બે કાનસરટીના અને ફીડલ પોતાની સાથે લઇ આવેલા છે. તે વગાડવા જોડે તેઓમાંના દરેક જન વારાફરતી મોટે બરાડે બુલબુલી રાગો ગાવા લાગા. પણ તેમાં જેટલી મજાહ તેમના હલકા રાગ, લડડતી તાલ તથા ભેંસાઇ સુરમાં ન હતી, એટલી તેમનાં તાણતોર, ચાલા ચેસટા અને અછાડ પછાડમાં છે. એક તરફથી તેઓ ખાઇપી મસ્ત બનેલા છે, અને બીજી તરફથી સુંદર નાજનીનોને પોતાની હુશયારીથી છક કરવી છે, તેથી તેઓ હાથપર હાથ ઠોકતા, પગપર પગ ઠોકતા, ડોક ઊંચું અને નીચું કરતા, અને ટુકમાં પોતાનાં રેંડયાલ શરીરને જાણે મરડી મચડી નાખતા. વલી આ હુશયારી માટે તેમને શાબાશીની તાલી મલ-

વાને કશો વીલમ લાગતો નથી. અદલનાં ગાયનપર સપનશાહે શાબાશી પોકારી, અને સપલશાહના ગાયન પર ડફલશાહ "બ્રેવો" બોલયા. મેહરામશાહના ટ્યુનપર અભરામશાહ "વેલ ડન" બોલયા, અને અજારામશાહનાં તાણપર ચકરમજી "હુરરે" કરવા લાગા. તેઓએ પીલુના દાદરા ગાયા, અને ધનાસરીના કહેરવા પણ ગાયા. "છોડી બહામનકી" ગાઈ અને "ગુણી ગુલ રૂખસાર"ને પણ ગાઈ કહાડી.

પણ તે છતાં તેમની ફતેહ તયાં જેવી જોઇયે તેવી થઇ નહી. પોત પોતા વચે તેઓ ઘણાખી રીજયા, પણ પેલી નાજુક નારેની ખાતરમાં તેમનાં ગાયન ઉતરયાં નહી. તેણીઓને તો ગરબી ગરબા ભાવે છે. તે ગાવાને તેણીઓમાંની એકે દરખાસ્ત કીધી, અને તેને માન સાથ ઊંચકી લઈ મી૦ સપલશાહે "મલજો મલજો મલજો રે મારા શયામ વેહલા મલજો" ની ગરબી લલકારી. પણ એ એક ગરબી છે, જે સપલશાહના ભુકારી અવાજમાં અને મરદાની તાણ તોરમાં ઘણીજ કઠોર લાગી. તેથી નાજનીનો વચે સામો તેવણનો હુરયો અને હસી થઇ; અને તે તકનો લાભ લઇ તેણીઓએ પોતે વારા ફરતી ગરબા ગરબી લલ-

કારવા માંડયાં. તે જોકે તાલ સુરમાં બરાબર નહી, તોપણ તેમના નાજુક હલક અને કોમલ નાજનખરાં સાથે બહુજ મનપસંદ થઇ પડયાં. એમાં આપણાં નવાજબાઇ પણ વચે આવી ગયાં. પોતાની બેહનપણીઓની દરખાસ્ત અને અદલના મીત્રોની ઓઇસથા તેવણે પણ એક સુંદર ગરબી લલકારી. તે ગરબો દાતરડું માંની છે, અને તે "મી૰ મકોડાજીનાં પરાક્રમ" વીશેની છે. તેની શરૂઆત, "માયજી માયજી માયજી રે તમો સાંભલો વાત મારી માયજી; હું મકોડાજી દીકરો તમારો; કામો મોટાં મુજથી થાયજી રે;"— એવી રીતની છે, અને તેમાં મી૰ મકોડાજીને નામે, નબલા અને તચાક જુવાનયાઓની ઠેકડી કરવામાં આવેલી છે. એ ગરબી ગવાતાં સઘલી બાનુઓ પેટ ધરી ધરીને હસવા પડી, અને તે તેમને એટલી તો મનપસંદ લાગી કે, તેને ફરી ગાવાને નવાજબાઇને ફરજ પાડવામાં આવી. એ રીતે એ ગરબીથી જયારે સઘલી બાનુઓ ખુશખુશ થઇ ગઇ, તયારે આપણા અદલશાહની કમપની, તેમાં મુખ્યકરી મી૰ સપલશાહનાં પાકીને પોરો થઇ ગયાં. તેઓએ તેનો અરથ એવો લીધો કે, આપણે જે ગાયન ગાયાં તેની ઠેકડી કરવાને માટે તથા આપણને નીચા

પાડવા માટે નવાજબાઇએ બાદમબ્બા કપટથી એ ગરબી ગાઈ, અને તેમ કરીને પોતાના બાવીંદને તથા તેના મીત્રોને ભારે "કાનસલટ" કરયું. અને તે પોતે કરયું એટલુજ નહી, પણ પોતાની બેનપણીઓ પાસે પણ કરાવયું. એવાવીચાર વચ્ચે તેઓ તયાંથી ફફડતા ચટકતા છુટ્ટાપડયા; અને બીજા હાથપર નવાજબાઇ તથાબીજી બાનુઓએ પોતાનાં નીરદોષપણાં વચ્ચે હસી ખુશી સાથ એકમેકથી રૂખસત લીધી.

અદલશાહની મુબારક સાલગરેહ હસી ખુશી સાથ શરૂ થઇ હતી, પણ તેનો છેડો, આપણે ઉપર જોયું તેમ, વાંધા વીપટીમાં આવયો. બીજે દીને આફીસમાં જવા આગમજ મી૦ સપલશાહ પોતાના સઘલા દોસતોને ઘેર ફરી વલયા, અને છેલી રાતે નવાજબાઇએ લલકારેલી "મી૦ મોકાડાજી" વાલી ગરબી વીશે તેમનાં મત પુછવા તથા તે બાબત ઊપર તકરાર કરવા લાગા. તેમાં કેટલાક મીત્રોનાં મત તેમની તરફેનમાં પડયાં, અને કેટલાકનાં વીરૂધમાં પડયાં. પણ જેઓનાં વીરૂધ પડયાં તેમને તકરારથી તથા સમજાવટથી પોતાની તરફેનમાં અને નવાજબાઇની વીરૂધ ઉતારયા; કેમકે નવાજબાઇથી બે ત્રણ વાર તેમની ગરૂરીને જે ફટકા લાગા હતા, તેનો કીનો તેણી ઊપર લેવાનો તેવણે મ-

જમ્બુન ઠેરાવ કીધો હે. એ રીતે બધાઓને પોતાના મત સાથ મળતા કરી તથા નવાજબાઈ વીરૂધ ઊશ્કેરીને તેવણે એવું ઠેરવ્યું કે, સાંઝે બેંડસ્ટેંડપર સઘળા મીત્રોએ મળીને, અદલશાહને હાજર નાજર રાખી, નવાજબાઈની વરતણુક સામે આપણો પરોટેસટ જાહેર કરવો. તે મુજબ તેઓ સઘળા સાંજે બેંડ પર સાથે મળતાંજ તે વીશેની તકરાર તેઓએ ભારે ગંભીરાઇ અને પુર જોશમાં ચાલુ કીધી, અને બીચારી એક નાજુક અબળાની વીરૂધ તેનો પીઠ પાછળ આપણા ઘરબારના લીલા આ પાંચ સાત પેહલવાનો હેઠળ મુજબ લડાઇ ચલાવવા લાગા. શરૂઆત સરેશતા મુજબ વડા ફરેંડ સપલશાહે કીધી. તેવણ બોલયા, "હું ઘણો દલગીર છું કે, મને મારા એક હારટી ફરેંડની વાઇફ સામે આજે ખરાબ વીચાર જાહેર કરવા પડેચ; પણ છેલી રાતે નવાજબાઇએ જે ગરબી ગાઈ તે આપણને ઇનસલટ કરવાનીજ હતી. તેણીએ આપણને મંકોડાજી બરોબર ગણયા હે; પણ શું ફરેંડો, તમો એ વાત એક ઘડીબી માનશો ? આજ કાલ આપણ સુધારા, કેલવણી અને છુટાપણાના હીમાયતી થઇ પડયાચ, ને તેથી મુંબઇમાં આપણે સીંહ સરખા ગણાઇયેચ, તે કોણ નથી જાણતું ? મને સંતોષ છે કે,

નવાજબાઈ સરખી એકસો અગ્નાન સ્ત્રીઓ આપણને મેકોડાજી કહે, પણ આપણે સીંઙ તે સીંઙજ!" મી૦ શાવકશાહે મત આપયું કે, "નવાજબાઈ બાહેરથી જેવી ફનીસંટ અને વરચુઅસ દેખાએચ તેવી અંદરખાનેથી નથી. હું માનુંચ કે તે સારી કેરેકટરની તો હોવી નહીં જોઇયે. ગઇ રાતે મેં તેણીના જે ચેનચાલા જોયા તેથી તેણી વીશે મારૂં ઓપીનીયન ઘણું લો થઇ ગયુંચ." મી૦ ડફલશાહે ભુલ ભાંજી કે, "ગમે તેમ હોય, પણ એમાં વાંક સઘલો આપણા અદલનોજ છે. ધારયામેલ તેણે પોતાની વાઇફને ઘણીજ છગાવી મેલીચ. તે પગમાંનું ખાસડું પગમાં રાખતો નથી." મી૦ ટોપલશાહ ભલા થઇ નીકલયા કે, "હું એમાં નવાજબાઇની કસુર કંઇજ જોતો નથી. હા, તેણી ખરાબ ચાલ ચલાવેચ ખરી, પણ તેવી એબ કંઈ એકલી તેણીનામાંજ નથી. આપણા ટોલાનાં એકેએક બઇરાંઓમાં તે એબ ભરેલી છે, અને નવાજબાઇ તેઓમાંની એક છે." મી૦ ત્રીમ ત્રાકજી બોલયા કે, "એમાં તમારી ભુલ છે, મી૦ ટોપલશાહ. આપણામાં સઘલીજ સ્ત્રીઓ ખરાબ નથી. કેટલીક એવી સરસ સુધરેલી સ્ત્રીઓ છે, કે જેણીઓને ફરેશતાની બેટી ગણવી જોઇયે. દાખલા તરીકે, મારીજ વાઇફને લેવો. મારી

ડીયર એમી કેવી ચાલાક, લાયકીવાલી, સુધરે-
લી અને સદગુણી છે ? વલી આપણા સપલની
શીરા કેવી હસમુખી છે ? આપણા ટોપલની
ગુલાં કેવી નરમાસવાલી છે ? આપણા ડફલની
દીના કેવી મેલાપી અને કેહેણસારની છે ? ટુ-
કમાં ઇશ્વર કરૂપાથી આપણ સઘલા ફરેંડો
વાઇફના બાબમાં સુખી છીયે; માત્ર એક અદ-
લજ કમનસીબ છે, કાંકે એની વાઇફ ઘણીજ
કલાંટ અને ગરૂર છે. જો કે આપણને તેણીની
સાથ ઝાઝું કામ પડયું નથી, તોપણ અદલને
ઘેર જતાં તેણી આપણી તરફ જે વરતનુક ચ-
લાવેચ તે એવી તો ક્રોર છે, કે બસ હવે તો
મને એને ઘેર જવા પણ ગમતું નથી. તેણી
આપણથી દુરની દુર રહેચ, અને એવું દેખાડેચ
કે જાણે હું ઘણી પતીવ્રતા બાઇરી છું; પણ જે
બાઇરી જાતે લુચી હોય તેજ એવો ઢોંગ કરે.
બેઅદબી માફ છે, ડીયર અદલ, કે હમારેથી
તારી હજુરમાં એવું બોલાયચ. પણ હારટી
ફરેંડો તરીકે હમોને તારી ભુલ દેખાડી હમારી
ફરજ બજાવયા વગર ચાલતું નથી."

આ અને એવી બીજી વાત અદલને
ઘણીજ ભારી પડી ગઇ. શું જવાબ દેવો તે
તેને સુજ પડયું નહી. પોતાની બાઇરીની હીમા-
યત કરવાને તો તે ચાહતોજ નથી; તોપણ

તેણીની વીરૂધ આટલા બધા ટીકા થાય, અને પોતે પોતાના સઘલા ભપકા સાથ એક ખરાબ બઈરીના વર ગણાય, એ પણ તેને ગમતું નથી. તેથી તેણે એવો જવાબ દીધો કે, “ મારી વાઈફ અભાગણી છે ખરી, પણ તમો સઘલા ધારો તેટલી બધી નહી. મને તેણી સામે જે ફરયાદ છે તે એજ કે, તેણી અગ્નાન, વેહમી, અધીરી અને આલ્હસીલી છે, અને એક સુધરેલા, વીદવાન અને બહાદુર ભરતાર સાથે કેમ વરતવું તે જાણતી નથી. બાકી તેનાં કંડકટ ખરાબ હોય એમ હું માનતો નથી.” મી૦ સપલશાહ હસીને બોલયા, “તયારે, ફરેંડ, તું ઘણોજ ભોલો છે, અને તારી વાઈફ તુને ઠગીને ફુલ બનાવેચ. તેણી ઘણીજ મીંઢી મસકલી છે અને પતાલ પાણી ચલાવી મોરી કોરડી રાખેચ. ડીયર, તું હજુ સ્ત્રીઓના કાવાદાવાથી તદન અંજાણો છે. સ્ત્રીઓને પારખવાનું, તેણીઓની બોલી અને ચાલણમાં છે, જે તુને હજુ ખબર નથી. મને તેનો સરસ અનુભવ છે, અને તેથી હું ખાતરીથી કેહુંચ કે તારી વાઈફનાં કંડકટ સારાં નથી.” મી૦ કસરેવજીએ ભલાહનો ભાગ લીધો કે, “ભાઇ હવે તે ખરાબ છે તો ખરાબ, તેની આપણને શું પંચાતી ? જયાં ધણી ધ-ણયાણી રાજી તયાં શું કરે કોટવાલ ને કાજી !”

મી૦ સપલશાહ ડોલા કહાડીને બોલયા, "નો, નો, ફરેંડ! એ ફીલસુફી ધામોના વખતની છે. તે આજના વખતમાં ચાલે નહી. આજે તો જે મરદને સુધરેલી મંડલીમાં ફરવું હોય તેણે પોતાની વાઇફનાં કંડકટ ચોખાંજ રખાવવાં જોઇયે, અને તેણીને પોતાના તાબામાં અને તાબેદાર રાખવી જોઇયે. નહી તો પછી તેનું જીવતરજ બલયું. માટે હું છેલે મી૦ અદલને એવી મજબુત ભલામણ કરૂંચ, અને તેમાં તમો દરેક જન શામેલ થશો, કે તેણે હવે પોતાની વાઇફને સુધારવા પર વધુ ધયાન આપવું, અને ગઇ રાતે તેણીએ જે ખરાબ વરતણુક આપણી તરફ ચલાવીચ તે માટે તેણીને ઘટતી ચાનક લગાડી, ફરીથી તેમ નહી કરે તેનો બંદોબસત કરવો."

એવું ડાહપણ ડોહવીને તથા એવા ઠેરાવ કરીને તેઓ ઉઠયા પછી, અદલનાં કાચાં ભેજાં ઊપર કેવી અસર થઇ હશે, તે વાંચનારી બાનુઓ તુરત સમજી શકશે. અદલે પોતાની જેમ તેમ કરીને એકઠી કીધેલી કોરતી તયાં વેરાઇ ગયલી જોઇ, અને તેથી તેને એટલું તો ખરાબ લાગું કે, તેણે નવાજબાઇ સાથ મરાવાનો, તેણીની પોતે ધારવેલી ખરાબ ચાલ સુધારવાનો તથા પોતાના દોસતોને થયલાં અપમાન માટે

તેણીની પાસે માફ મંગાવવાનો ઠેરાવ કીધો. તે મુજબ ઘરમાં આવતાંજ તેણી સાથે તે ચીઢડાં કાડવા લાગો. તે તેણીની સાથ મરાતો તો વારંવાર હતો, પણ હમણાં તેની મરાવાની રીત જુદીજ લાગી. આગલ તેનું મરાવું છોકરવણ હતું, પણ હમણાનું ખરેખર કપટી અને ઝેરી છે. જ્યારે નવાજબાઇ ઉપર પોતાના ફરેંડોને અપમાન કરવાનું તોહમત મુક્યું તયારે તેણીએ તેનો સાફ ઇનકાર કીધો, એટલુંજ નહી પણ અદલની ખાતરી કરવા માંગી કે, તેના મીત્રો ઘણા નાદાન, કપટી અને મતલબી છે; તેઓ નાસીપાસ થયલા છે અને પેટના બલેલા ગામ બાલવાનું કામ કરેછે; અને એવા ભામટા ભટકતા તથા ખોરચા ખાપરચાઓ આગલ માફ માગવી અને તેબી વગર કારણે, એ એટલું તો ઊંધું કામછે કે, તેમ કરવા કરતાં હજુ ફાંસી જવું બેહતર છે. પણ અદલ ઉપર એ સમજાવતની અસર થઇ નહી. તેણે ઊલટું એવું માનયું કે, નવાજબાઇ ખરેખર ખરાબ છે, અને મારા દોસતો સામે, અદેખી અને કપટી છે. તેથી તે તેણી તરફ વધારે ગુસે થયો અને મારામારી કરવા લાગો. એ મારામારી બે ત્રણ દીવસ ચાલુ રહી. નવાજબાઇએ તેને ડાબી દેવાને ઘણીબી કોશેશ કીધી, પણ ફોકટ. જેમ જેમ તેણી નરમ રેહતી ગઇ તેમ

તેમ અદલ ખીલતોજ ગયો અને મોંડામાંથી ખરાબ સખુન વાપરવા તથા સેજ હાથચાલાકી પણ કરવા લાગો. તો પણ ઘેરની ફજેતી નહી થાય અને લોકમાં હોહ્ણા નહી થાય એવા વીચાર થી નવાજબાઇએ તે વાત છુપાવવાની પુરતી કોશેશ કીધી. પણ તે સઘલું ફોકટ ગયું. પરથમ તેણીનાં સાસુએ અને તે પછી સસરાએ જાણયું કે, આ માટી બઇયેર વચે કંઇ જબરી ચકમક ચાલે છે, અને તેમાં અદલ ઘણોજ બેહ્ણકે છે. તેમની એવી પણ ખાતરી થઈ કે, અદલ પોતાના દોસતોની શીખવણીથી નવાજબાઇને નાહ્ણક સતાવેછે, અને તે છતાં તેણી તેને લઇ ચલાવવા માંગે છે. તોપણ માએ પોતાના દીકરાને અટકાવવાની કશી કોશેશ કરી નહી. "ગરંધીયો અદલ જરા આકરો છે તેથી એમ ચેડાં કહાડેચ" કરી તેવણે અખાડા કીધા; પણ બાવાથી તેમ થઇ શકયું નહી. થોડોક વખત તેવણે અદલની મકરકુંદી ચાલવા દીધી, પણ તેને છેક આગલ વધતો જોઇ અંતે તેવણનો પીટો ઊછલી આવયો. એક દીવસે અદલ નવાજબાઇની સામે કંઇ બહાનું કહાડી ચોપરવાદી કરતો હતો, તે વામાં તેવણ બાહેરથી આવી લાગા, અને એકદમ વચે પડી તેની ઝાટકણી કહાડી નાખી.

આ ન ધારેલો બનાવ જોઇ નવાજબાઇને પણ નવી વલણ લેવાની સુજ પડી. તેણી અતયાર સુધી અદલની વીરૂધ કોઇ દહાડે કંઇ બોલી ન હતી, પણ હમણાં પોતાંના સસરા આગલ તેનાં અણુબોટકની સઘલી રાવ કરી પોતાનુ ભરાઇ રહેલું પેટ ખાલી કરી દીધું. સસરાએ એ બહાનું લઇ વલી પોતાનાં પેટમાં ભરેલો સઘલો ઊભરો કહાડયો. તેવણે અદલની પોતાના ઘેર તરફની તેમજ બહારી તરફની સઘલી બેદરકારી વીગતવાર જણાવીને તેને તદન માથે પડેલો, મુરખ અને ઘેરબગાડુ કહયો; અને ટુકમાં, કોઇ દહાડે નહી બોલેલા એટલું સઘલું તેવણે બોલી દીધું.

વાંચનારી બાનુઓ કદાચ એમ ધારશે કે, અદલ આ સઘલું મુંગે મોંડે ખમી ગયો હશે, પણ નહી. તે સામું બોલવાને ચુકયો નહી, અને તે પોતાના બાપના કરતાં પણ વધારે બોલયો. તેણે બાપને "ધાંખરો," "માથે પડેલો," "ઝનુની," "વેહમી" વગેરે જે મોંડે આવયું તે કહી દેખાડયું; બાવા દીકરા તરફ કશી ફરજ બજાવતા નથી એમ કહી પોતાનું દુખ રડયું; પોતાની બહારીની કમજાતીની કહાણી કહી સંભલાવી; અને એ રીતે વાત આગલ વધી. એ મારામારી વચે તેનાં માએ જે

ભાગ લીધો તે સલાહ કરાવવાને છે. તોપણ તેવણુ અદલની હીમાયત કરવાને ચુકયાં નહી. જ્યારે અદલના ખુલેખુલા વાંક તેવણુ નામુકર જઇ શકયાં નહી તયારે તેનો દોષ લાવીને સઘલો તેના "અભાગયા ગરેહ" ની ઊપર મેલયો, અને કહ્યું કે, "કાણા જોશીએ એનો ટપેકો જોઇ એનું ચાલુ વરસ ઘણુંજ પીડાકારીનું કહેલું છે, વાસતે એને કોઇ સતાવો ના!" આટલાં ઠંડાં પાણી છતાં અદલ પોતાને ઇનસાફ મલેલો સમજયો નહી. તેણે સાફ કહ્યું કે, "હવે ઘરનો તાલો રહયો નથી. બઇરી સાથે હવે તો બાવાજી ઓખલી ગયા. પણ એવો જુલમ હું કદી ખમવાનો નથી. હવે મારેથી થશે તે હું કરશ, અને દેખાડશ કે આએ તોફાનનું પરીણામ કેવું માઠું આવેચ." એમ બોલતોજ કે લાગલો પાગડી ડગલો પેહરી તે બાહેર નીકલી પડયો, તો જોકે તેનાં માએ તેને ઘણોજ સમજાવયો કે, દીકરા, "જરા થંડું પાણી પી તાહડો પડીને જા!"

અદલ ઘરમાં બાયડી અને બાવા સાથ મારામારી કરી આકલો ભુત થઇને દમપરને દમપર બાહેર નીકલી ચાલયો, તે ઊપરથી વાંચનારી બાનુઓ કદાચ ફીકર કરશે કે રખેને તેની મદદ કુવો તલાવ કરે. પણ નહી. એટલી ફીકર રાખ-

વાનું હાલ કારણ નથી. અદલનાં ભેજાંમાં ફાંડો દમસમ કરવાનો ચવડવા સાથ એવો પણ કાંઈ દુરનો વીચાર આવયો હતો, પણ રસ્તામાં મીત્રોને મલતાં, તેમની સાથ ટપા ચલાવતાં, બેકબેની શીતલ હવા ઘોરતાં અને બેંડસટાંડપર બેંડના મધુર સરોદો સાંભલતાં, તેનો ગુસો અને જુસો બંને જેવો ઉતાવલમાં ચહડયો તેવોજ ઊતાવલમાં ઊતરી ગયો, અને તે તદન ઠંડો પડી ગયો. બેંડની મોજથી ફારેગ થતાં તેણે તેમજ તેના મીત્રોએ ઘેરે જમવા જવું જોઇયે, પણ નહી. દહાડો પુનમનો છે, અને તેથી બતીનો વખત થતાંજ પુરવ તરફથી ચંદરનો સોનેરી ગોલો આકાસનાં વીસતીરણ મેદાનમાં ગગડતો થયોછે. તેનું અવલોકન કરતાં શોધક બુધીના મી૦ સપલશાહનાં મનમાં એક નવી મોજનો વીચાર આવી ભરાયો. તેવણે દરખાસત કરી કે, "એવી સુંદર રાત આપણે બાહેર ફરીને એનજોય કરયે તો ઠીક. મને ખબર છે કે, આજ રાતે હુક્કા ઊતેજક મંડલીનો નાટક છે. તે નાટકનું નામ મગરૂબુલ ગુલગુજાર અને અફરકાતઉલ તફરકાત કરીને છે. તેમાં ધરતીકંપ અને જવાલા મુખી ફાટવાના દેખાવો થવાના તથા ઉલગબરડી અને ચીલઝડપના દાવો ખેલાવાના છે. નાટક આખો લખ્ખનવી

ગાયનમાં છે, અને વલી તેમાં હેરોયનનો પારટ મખ્ખલુકાત ખોખી કરવાની છે. માટે હું દરખાસત કરૂંચ કે આજે આપણે તે નાટક ખાગ્ગસુસ જોવો." સઘલા ફરેંડોએ આ દરખાસત હરખના ઉછાલા વચે પસાર કરી, અને તેઓ નાટકશાલામાં જવાને તઇયાર થયા.

પણ આગલ ચાલતાં વચે સવાલ બે ઉઠયા. નાટકની ટીકીટ કીયાંથી મેલવવી, અને નાટકમાં જવા આગમજ જમવા ખાવાનું શું કરવું. પણ તેનો નીકાલ થતાં વખત લાગો નહી. નાટક જોવા જવાની ઘણું કરીને દરેક તકે આપણો ભોલો અદલ દોસ્તો વચે ચીરાયા કરતો હતો. તે પોતાના બાવાની હલુસે માય સાથ લાડ કરી અને અસટમપસટમ સમજાવી પઇસા ઓકાવી, પોતાની તેમજ પોતાના બે ત્રણ ખાસ દોસ્તોની ટીકીટ લેતો હતો. પણ આજે તો તે ઘરમાં ભાંજી ભુકો કરીને આવેલો છે, એટલે તેનાથી તેમ બની શકયું નહી. તેથી ટીકીટ મેલવવા માટે નવા રસ્તા શોધવાની તેમને ફરજ પડી. સપલે કહયું કે, આ નાટકનો ઘોતાલ "ઑથર" મારો ફરેંડ થાયછે, એટલે એક બે ટીકીટ તો તેની પાસેથી હું "ઓદાબખશ" મેલવી શકીશ. મી૦ સાવકશાહે કહયું કે, એ નાટક મંડલીના એક એકટર સાથ મને પીછાણ

છે. અને તેથી તે આપણામાંના બે ત્રણ જણાને તો ગેહરમાં મફત ઘુમાડી શકશે. મી૦ ત્રીમત્રાકજીએ બાતમી આપી કે, તમાંના સઘલા ક્લાસના ટીકીટ કલેકટરો સાથ મને ફરેંડશીપ છે, અને તેથી હું આશા રાખુંચ કે આપણ સઘલાઓ તેમની મેહરબાનીથી વગર ટીકીટે કોઇપણ કલાસમાં સીટ મેલવી શકીશું. આ રીતે આ સઘલા "બોહાબ્બશો"ની એક અડચણ તો આ ગરહુસથાઇ શોધોથી ટલી; અને હવે જમવાની વાત બાકી રહી. તેને માટે નામાંકીત સપલશાહે એવો તોર શોધી કહાડયો કે, આજે આપણે ઘેર ન જમતાં ફાકલંડરોડ ઊપરનાં જીવણનાં હુટેલમાજ જમવું, કે એક કામમાં બે. કારજ, એક મોજમાં બે ગમત થઇ જાય. આ વીચાર સઘલાએ દીલોજાનથી કબુલ રાખ્યો, અને તેઓ એક હાથમાં પાઘડીઓ અને બીજા હાથમાં નાજુક વાકીંગ ષ્ટીક હવામાં ઘુમાવતા જોશમાં, એક હારમાં અને સરખા પગો મેલતા, શુરા શીપાઇઓની ધપે અને બઇરીંઓ કરતાં નબલાં દીલે આગલ વધયા. પાણુ આગલ આવતાં તેમનાં પગલાં અટકયાં. મી૦ પીયરસની કનફેકશનરીમાં કેટલાંક જાંગલા મડમોનાં જોડાંને આઇસકરીમની મજાહ મારતાં જોઇ તેમનાં મોંડામાં પણ પાણી છુટવા લાગું. તેથી એકે

દરખાસત કીધી, બીજાએ ટેકો આપયો, અને સઘલાઓ તયાં આઇસક્રીમ ખાવા ઉતરી પડયા. તયાંથી ફરેશ થઇ બાહેર નીકલી, નાટકશાલા તરફ જવાને ટ્રામપર સવાર થયા. જીવણ હોટેલવાલાને તયાં આવી પોહચતાં તેઓએ દરેક માણસ દીઠ અરધા અરધા રૂપયાના ખાણાંનો વરદી આપી, અને આપણા આ શેઠયાઓ માટે તેનાં હોટેલના પાછલા કંપાઊંડમાં ખાસ ટેબલ મંડાઈ. જીવણ હોટેલવાલો ઘણો પોહચેલો બુઢ્ઢો છે. અને એવા ભુખરી બારસ શેઠયાઓને કેમ ચીરવા તે બરાબર જાણેછે. તેને તયાં તરેહવાર પકવાનોની વાણો તઇયાર છે; પણ પ્રથમ તેણે તેમાની માત્ર ત્રણ ચાર સાધારણ અને સાદી વાણીનાંજ નામ તેમની આગલ દીધાં; અને પછી જયારે તેઓ બધા અને બેવડાથી ખુબ બહારમાં આવયા, કે એ ખંદો હોટેલવાલો તેમની આગલ આવી નવી નવી સરસ વાણીઓનાં નામ દઇ તેમનાં મોહમાં પાણી છોડવવા લાગો:—

"શેઠજી મરઘી જોઇશે? રોસટ કીધેલી નરમ માવા સરખી તઇયાર છે, હોકમ હોયતો લાવું સાહેબ!"

"તો ભલા માણુસ એમ બોસી મરની! જા જલદીથી એ આ બીજ લઈ આવ."

"સોલા! શેઠોને વરે એક મરઘી લાવતો ચાલ જલદી કર, શેઠયાઓ બેસી રહયા છે."

મરઘી આવી લાગી, અને હજુ તો તેની ઊપર હાથ ચાલે છે તેટલે—

"મુરબી સાહેબ, જરા અનેનાસનાં ગોશનો ટેસટ કરશો ? તમારેજ ભાગનું બાકી રહેલુ છે. પેલા હજમઅલી કાસમઅલી ખોજાને માટે ખાસ બનાવેલું ઊતું, તેમાંથી તમારેજ ભરૂસે જરા ઊંચું રાખેલું છે."

"તો અભાગયા, વલી પુછી શાનું મરેચ. લાવીને મુકની; તુને અટકાવેચ કોણ ?"

"અરે ભલા માણસો, તારે તો કહો તો ગોશના સમોસાખી લાવું ? હું તો શરમાઇને અખાડા કરયા કરૂંચ સાહેબ !"

"જા, લાવ, બેઉ વાણી લાવ, જલદી, જલદી, પેટમાં શોર પડેચ ને મોંડાંમાં પાણી છુટેચ !"

"લાઇઓ સાહેબ ! પોરયા દોડ રે ! ઉભો ઊભો બેહુ વાણી લઇ આવ !"

"તયારે સાહેબ, કસટર તો આજે માંડીજ વાલશો કે ?"

"પણ કસટર છે ખરૂં કે ?"

"અરે સાહેબ, કસટર છે, મુરબો છે, અને જે કેહો તે છે; જાંહાં તમારા જેવા શેઠયા આવે તાંહાં બાકી શું રાખયે !"

"લાવ! જે હોય તે લાવ! એ'બી લાવ-તે'બી લાવ! પેલું'બી લાવ! જલદી! જલદી!"

"લાઇએ સાહેબ! તઇયાર સાહેબ! હાજર સાહેબ!"

એવી રીતે બહાર ઉપર ચહડેલા અને લેહરમાં આવેલા આપણા સાહેબો સરસમાં સરસ ખાણું લઇ રૂપયા અરધાને બદલે એકેક જણ દોહડ દોહડ બબે રૂપયા સુધી જહટકાઇ, ભારેભાર બનીને જીવનનાં હાટેલમાંથી અસલ ઢપમાંજ બાહેર પડયા. અને હમારી વાંચનારી બાનુઓ ધારશે કે, હવે તેઓ પાધરાજ નાટકમાં ચાલી ગયા હશે. પણ નહી. હજુ બાકી છે. રસતામાં તેઓએ માયાં ચંદુલખાં ગુરગુરીખાંનાં કાવાખાનાની ખબર લીધી, અને તયાં ચાહ, કાફી તથા શરબત સોડાથી પેટમાં બાકી રહેલી જગા પુરી નાખી. તયાંથી નીકલેલા તેઓ વલી સકુ પાનવાલીની દુકાન આગલ અટકયા. તયાં તેઓએ પાનના જે બીડાંનો મુખવાસ કીધો તે કંઇ અરધી દુકાનીનાં નથી. એલાયચી, જાયફલ, અને બદામ પસતાં સાથનાં બબે દોહડયાંવાલાંજ બીડાના દુચા તેઓએ મોંડાંમાં મારયા. અને રસતા વચે તે ચાવતા, પીચકારી મારતા, છાતા કાહાડતા, અંગરેજીમાં વાત કરતા, આસપાસ-

નાઓ ઊપર વીદયા હુનરની પોતાની પુરવીણ-તાનાં બલે ટીકા કરતા, તેઓ નાટકશાલા આ-ગલ આવી પોહચયા, જયાં રંગસુરંગી છોરડીની ગંદેરી આપ્રા પોતાના દાંતયા પીરની છેવટની સેવા બજાવી દરવાજામાં ગગડવા માંડયા.

આપણા અદલ, સપલ, સાવક અને કુમપની જોડે ઓદાબઅશ છે, અને તેમની પાસે ટી-કીટ નથી, તોપણ કોઇ કોઇ ઓરયા આપરયા-ઓની પીછાણ અને ચીલઝડપથી તેઓ અ-રધી ધકાપુકી અને અરધાં માન અકરામ વચે, સટાલસમાં દાખલ થઇ શકયા. એક તરફથી તેઓ તયાં પોતાની વાકીંગ સટીક અને બુટ ઠોકવા લાગા, અને બીજી તરફથી તેમની પા-છલ "ઓદાબઅશ! ઓદાબઅશ!"ની બુ-મો પડવા લાગી, નાટકશાલામાં તમાશગીરોનો મોટો ભાગ હલકા વરગના મુસલમાનો અને તે વાજ હીંદુઓનો છે. તેઓમાંના ઘણાખરા અ-વારનવાર હુક્કા, ચીલમ અને બીડી પીયેછે. તે મનો દેખાવ અને તેના ધુમાડાની કડવી ખુશ-બોઇથી આપણા એ નવજુવાન મીત્રોના જીવ ઉકલવા લાગા. તેથી તેઓ એક તરફથી નાટક જોઇ તેના એકટરો ઉપર ટીકા કરતા, અને બીજી તરફથી આ હુકકામીયા અને બીડીદાસો સામે દાંત કચકચાવી, તેમને "ડરટી" "ડેવીલ"

"બેગર" હતયાદી, વીદયા હુનરના ટીકાઓ સાથ પોતાની ગરહસથાઇની ગોફતેગોમાં લાવતા. તેમાં બાપડા હીંદુઓ તો "વાણુયા મુછ્ર નીચી" કરી અખાડા કરી ગયા, પણ બે ત્રણુ મુસલમાનો તો "કાગરા ખાઊ" "સુવર" વગેરે સામી આડોતેડી ચોપડી કાહાડી તેમની સાથ અથડી પડયા. અહીં વાત વધી પડત; પણ નાટકવાલાઓએ વચે પડી તેમને ધ્રુગ્રા અને ઠંડા પાડયા. પણ તે પછી તેઓએ તયાં વધુ વાર બેસવામાં પોતાની વીદવતા, દરજજા અને શોભાને બેસતું સમજયું નહી. તેઓ સરખાઓને આ જે "હનસલટ" થયું તેથા તેઓ નાટક અધુરો મેલી નાટકને અને સાંભલનારાઓને અપમાન કરી લાગલા તયાંથા ઉઠી ગયા; અને બાકી રહેલો મોજ પુરી કરવાના ઇરાદાથી તેઓ લાગલાજ બુલબુલી જાનને તયાં મધુર ગાયણુ સાભલવા જઇ બેઠા. અહી તેમને હમો વરણુનમાં આણુતા નથી. ટુકમાં, આ ગમતથી તેઓ બરાબર રાતે હડી વાગે ફારેગ થયા. અને હવે વાંચનાર ઓ બચીત માનશે કે, તેઓ હસતા રમતા ઘેરે જઇ પોઢી ગયા હશે. પણ નહી. હજુ બાકી છે! રાત હજુ રમણુય લાગે છે, અને તે શતલ ચાંદની વાલી છે. તેથી તેઓએ ઠેરાવ કીધો કે તેની

મજાહ ઘોરતા ધીરે ધીરે ભાંયખલા તરફ ચા-લયું, અને તયાં પોતાના એક માતબર મીતર નામે મી○ એરચશા ફેરશાસશા ચાઇચાઇના બંગલામાં જઈ ફરેશ થઇ રાતે તયાંજ આરામ કરવો, તથા બરીબામદાદમાં ઊઠી પરેલ મધે કુમલા કંટાલાંવાલાનાં ખજુરાંમાં નીરો પીને પછીજ ઘેર આવવું. તે મુજબ તેઓ હસતા બોલતા અને મરાતા વલગતા ભાંયખલે ચાલયા, અને તયાં મી○ એરચશા ચાઇચાઇનું બારણું ઠોકી, તેનાં કુટંબને મીઠી ઊંઘમાંથી નાહક ભડકાવી, પેહેલાં પાણી માંગી પણ પાછલથી જરા છાંટો પણ સાથે લઈ રાતના વખતનો ધામો તેના ઓટલા ઉપર ચાંદરણી ઘોરવાને બાહાને નાખી પડયા. મી○ ચાઇચાઇજી ચુલબુલયા હતા. ઘરમાં સઘલાં ફફડવા લાગાં, પણ મી○ ચાઇ-ચાઈ દોસતીના હક અને ફરજ ઘણી સમજતા હોવાથી, તેઓએ ઘેરમાંનાની દરકાર મુદલ કીધી નહી.

અદલશાહ અને તેમના મીત્રોની ચંડાલ ચોકડી ભાંયખલે મી○ ચાઇચાઇના બંગલાના ઓટલા ઉપર હવા ખાતી પડીને શું કરે છે, તે જાણવાને ઓટી થયા વગર વાંચનારી બાનુ-ઓ હવે ઇનતેજારીથી પુછશે કે, આપણી ન-વાજબાઇનું શું થયું. તેણીઓ જાણીને અ-

જાબ થશે કે, જયારે અદલ પાદશાહી મોજ મજાહમાં આ રાત ગુજારે છે તયારે બાપડી નવાજબાઇ તેની જુદાઇ, નીરાશી અને ચીંતાથી અકલવકલમાં પડેલી છે. અદલ જયારેબી ઘરમાં ટુટફાંટ કરીને બાહેર જતો તયારે બાહેર કંઇ નવનું દોહડ કરયા વગર પાછો ફરતો નહી. તેથી આ વેલા પણ તે કેહરનો મારયો રખેને કંઈ કામ વધારે, તેની હાય સોસનાથી નવાજબાઇનો જીવ ગભરાવા લાગો. તેણીએ તે રાતે ખાધું નહી, પીધું નહી, અને સઘલો વખત વીચારનાં વમલમાં ક્હાડયો. સાસુએ જયારે ખાવા માટે ઘણીજ બોહસ કીધી તયારે, તેમના સખુનને માન આપવા માટે, માત્ર નામને ખાતર એક બે બુક મોંહમાં નાખી થંડાં પાણીનો ગોટ ગલી ઉઠીને તુરત સુઇ ગઈ. જો આ વેલા તેણીને ઊંઘ આવી ગઇ હોત તો પીડા પતી જાત, પણ માઠે ભાયગે ઊંઘે તેણીને દગો દીધો, અને તેથી આખી રાત તેણીએ જાણે "કતલ" ના સરખી કહાડી. મધય રાતે જયારે બારની ટકોરી પડી તયારે તેણીને આશા આવી કે હવે અદલ આવવો જોઇયે. તેથી તેણી પલંગ ઊપરથી ઊઠી બારીએ રાહ જોવા ડોકયાં કરતી બેઠી. એવામાં ઘરઘર કરતી એક ગાડી મોહલામાં આવી લાગી. નવાજબાઈ ઉઠી ઊભી

થઇ કે અદલ આવયા ! પણ નહી. એ તો સામેના ઘેરવાલા અસપંદયારજી અદુખરાંવાલાની ગાડી છે. નવાજબાઇ નીરાશ થઇને પાછી બેઠી; અને પા કલાક થયો નહી તેટલે અફડાતો ઝીકાતો એક રેંહેકલો આવયો. નવાજબાઇએ માનયું કે હવે તો અદલજ આવવો જોઇયે. પણ નહી. એતો પડોસની ભીંયતલયેવાલી આંદણ આંધારી કોઇને ઘેર લગનમાં ગરબાના રાગડા કાહાડવા ગઇ હતી તે આવી. તે પછી કેટલેક વારે એક કુતરૂં ભોંસયું, અને નવાજબાઇ વલી ઠગાઇ કે અદલજ આવતા હશે. ઘરમાં ફરતા મોટા ઘુસે લાકડાં ખખડાવયાં, અને નવાજબાઇ સમજી કે અદલ આવી લાગા. મોહલામાં કોઇનાં ઘરનો અડગરો ઠોકાયો, અને નવાજબાઇને આશા આવી કે અદલ પણ હવે આવશે.

એ પ્રમાણે આશા બાંધતાં અને ઠગાતાં નવાજબાઇ અતીશે બેચેન બની ગઇ. બાર પછી એક, અને એક પછી બે અને ત્રણ વાગા, પણ નહી અદલ આવયો કે નહી તેની નીશાની મલી. અને હવે ગરીબ નવાજબાઇના નાજુક જીવની ધીરજ, સબર અને હીંમત જતી રહી. "મરેરે ! હવે શું કરૂં ! શું થયું હશે ! અદલ જીભરાયા કયાં ગયા હશે ! રએને મ-

દઇના જીવને કંઇ થયું હોય! રખેને તેમની મમાઇ બપાઇએ કુવો તલાવ કરયું હોય! ભલા માણસ મીજાજના આકલા છે; તો રખેને કોઇ ભુંડા સાથ અઢડી પડયા હોય ને ચોકી પેહરામાં બેઠા હોય! ઓ માય! હવે શું કરૂં? કયાં જાઊં? કોણને પુછું? શું વીચારૂં? મરે રે મરે! બલયો રે એ દુખયારો દહાડો! બુઇ રે આ કડકણી રાત! વગુતું રે આ હીણું નસીબ!" એવા એવા વીચાર અને હાય અફસોસથી નવાજબાઇ જાણે ઘેલી બની ગઇ. તેણીનો ગભરાટ એટલો વધયો કે હવે તેણીથી બમી શકાયું નહી. એટલામાં મરઘા બોલવાનો થંડો, રલયામણો અને આશા આપનારો ઊંડો સાદ તેણીને કાને પડયો, અને તેથી તેણીને નવી હીંમત આવી. તેણી પોતાની જગાથી એકદમ ઊઠી, અને સાસુના ઓરડા આગલ જઇ બારણું ઠોકી તેમને ઊંઘમાંથી ઉઠાડયાં. ન ધારેલી રીતે ભર રાતે એકાએક બારણું ઠોકાયાથી સાસુજીએ વલી ધસકો ખાધો. તેવણ ગાભરાં પડીને ઉઠયાં, અને બોલયાં—"શું છે! કોણ છે! કેહ રે દીકરી શું કહેચ! મદઇના કોઇના જીવને કંઇ થાયું કે? મારો અદલ!! ઓ:! ઓ:! કેહ્રે માય, મારો અદલ કાંહાં? તે હજુ પણ નહીજ આયો કે? ઓ માય! હવે

શું કરૂં ? તેની મદદએ જીવપર તો નહીં કીધું હોય ? જો તેને કંઇ થયું તો હું તો જીવ પરજ કરવાની જો !" સાસુના આ ગભરાટ આગલ નવાજબાઇ પોતાનો ગભરાટ ભુલી ગઇ. તેણીએ પોતાનું માથું ઠેકાણે રાખી સઘલી વાત ધીરજથી તેવણને કહી સંભલાવી. અને પછી પુછવુંજ શું ? નવાજબાઇએ તો પોતાનો ગભરાટ પોતાની છાતીમાંજ સમાવી રાખયો, પણ સાસુએ તો આખ્ખાં ઘેરમાં ગોઘયારૂં કરી મેલયું. તેવણે પોતાના ધણીને જગાડયા, દીકરીને જગાડી, એટલુંજ નહી પણ બીચારાં ભરભાડુતોનેબી નાલિવેદેવે ભર ઊંઘમાંથી ઝપકાવયાં, તો જોકે તેમ કરવા સામે નવાજબાઇએ તેવણને ઘણીબી મનાઈ કીધી. પણ ગભરાટ અને ગડબડાટ કંઇ એટલામાંજ અટકયો નહી. તેમાં એક નવો ભડકો ઊઠયો. તે એ કે, અદલના બાવા મેહરવાનજી ઊઠતાંને વારજ, બીજી બધી વાત પડતી નાખી, પોતાનાં ધણયાણી મીઠીબાઇ ઉપર છેડાઇ પડયા. તેવણ હાથ અને પગ પછાડી બોલયા કે, "એમાં બધી કસુર તમારી છે. એ કમબખ્ત દીકરાને છગાવી મેલનાર તમેજ છેવો. તેને મારી હલુસે પઇસા આપીને રાતો રવાઇ નાટકમાં, સરકસમાં, મેલામાં અને મહલાંમાં ભટકવાનું ઉતે-

જન તમેજ આપયુંચ. તમારીજ કુમકપર તે એટલો છકેલ ને બોડ્યા થઇ ગોયોચ. જો તમે એને ખોટા લાડ લડાવીને છગાવો નહી તો એ એટલું માથું ઊંચકવાની હીંમત કરે નહી. અને હવે વાત જારે હાથથી ગઇ તારે તમે પોતાનું ફોડી લેવાને બદલે વચે મને ઘસડવા આયાંચ. તો હવે હું શું કરૂં? તમે છેવો ને તમારો દીકરો છે, ફોડો માથું ને કાહાડો લાલ લોહી. હું તો હવે એ દુકતાથી બેજાર ને કાયર થઇ ગીયોચ." આ સખ્ત તાના ટપલા સાંભલી મીઠીબાઇ ધ્રુકાં તો પડયાં, પણ તેવણે જોયું કે ધણીના ધાસાથી જો ડબી જવશ તો તેવણ વધારે રસપર ચહડશે તેથી તેવણ સામાં તેમને દમ ભરાવવા લાગાં, "વાય વાય! મેહરવાનજી, એ તે શું તમારી રીત કે? જુવાન પાહાર જેવો ને પથરમેથી પાણી કહારે તેવો દીકરો ખોહવાઇ ગીયો, તેને શોધવાનું નહી મલે, ને પેલી મુઈ ભુરી રાણની પએ તાના ટપલા મારવા શાનુ બેહાચ? જાવો અતર ધરી બાહાર, ને મારા નવસો નવાઇના દીકરાને, જેવો ઊતો તેવાજ ને આઓ ને આઓ સહી સલામત મારી આંખ આગલ લઇ આવો. નહી તો હું મારો જીવજ પછાડી નાખશ! હા, તમને કહી મુકુંચ સાફ; બભાર રાતને વખત મારા દીકરાને કંઇ વાંકું બોલાયાચ તો

તમને મારા જીવના સમ છે. તમારો મદદને દીકરાને નામેજ શાની અભીતરી ભરાયચ? તે નાટક જોવા ફરેચ તેમાં તે મુવું શું પાપ થાયું? હોયજ તો, બચ્ચાં હોય તે કેવાં હોય? સઉના છોકરા રાતો રવાઇ બાહાર ફરેચ કેની? તમે એમ છેક દાબી ધરો તારે મુવું જીવાય તે કેમ?" એ સઘલી ધાંધલ છતાં મેહેરવાનજી કંઇ નરમ પડયા નહી. તેવણે મીઠીબાઇની વધુ ઝાટકણી કહાડી; અને મીઠીબાઇએ તેવણની પાછી ધુલ પઓડી. એવી રીતે વાત આગલ વધી; પણ તે ગંભીર રૂપ પકડે તે આગમજ ઘરમાંનાં બરભાડુતો વચે પડયાં, અને સઘલાં રમખાણનો દોષ નાપાક શેતાનને માથે નાખી એવું ઠેરવયું કે, મેરવાનજીએ ત્રીજા માલવાલા ભાડુત ધનજીશાહ સાથે નાટકશાલા આગલ જઇને અદલની ખબર કહાડવી. એ ઠરાવ મુજબ તે બીચારાએ મોડી રાતને વખત આંખ ચોલતા અને અવાચી ખાતા કોટમાંથી છેક ફાકલંડ રોડ ઉપર નાટકશાલા આગલ ગયા. પણ તયાં તો કાલું કુતરૂંબી દીઠું નહી. હવે કરવું કેમ? પણ "ભુતનું ઠેકાણું આમલીમાં," એ કેહવત યાદ કરી તેઓએ ધારયું કે અદલનો પટો તેના ડીયર ફરેંડ સપલને તયાં મલશે. એવા વોચારથી તેઓ સપલને ઘેરે ગયા; પણ

તયાંથી જે સાર મલયો તે એટલોજ કે સઘલા દોસતો રાતે મોજ કરવા ઉતરી પડયા હતા, અને તયાંથી તેઓ કદાચ બહારો બહાર નીરો પીવા ગયા હશે, અને સહવારે આવશે, કેમકે તેઓ અવારનવાર એમ કરેછે. આ વાત જણાવતાં સપલશાહના બાવાએ અદલ શાહના બાવા આગલ પોતાના છોકરાનાં ઉડાઉપણાંની વાત કહાડીને દુખ રડવાને કંઈ બાકી રાખયું નહી. મેહરવાનજીએ તેમની તરફ દીલસોજી દેખાડતાં પોતાના અદલ વીશે તેવોજ બલાપો કહાડયો, અને તેથી તેઓ વચે "આવ ભાઈ હરખા, આપણ બેઉ સરખા" તેવી વાત થઇ પડી. તયારબાદ તેઓ તયાંથી પોતાને ઘેરે પાછા ફરયા, જે વેલા બામદાદનો કલાક પાંચનો અમલ થવા આવયો હતો. તેમની વાતથી જોકે ઘરમાં સરવે કોઇને થોડી ઘણી ધીરજ આવી, તોપણ અદલનાં માયનો જીવ માનયો નહી, અને તેવણે ગડબડ તથા ગભરાટ જારીજ રાખયો. નવાજબાઇની જોકે એટલી ખાતરી થઇ કે અદલ કંઇ મોજ મારવા ઉતરી પડેલો હોવો જોઇયે, તોપણ તેણીનાં મનની બેચેની નીકલી ગઇ નહી. દીવસ ઉગવાની તઇયારી છે, એટલે પાછું સુવાનો વીચાર તો તેણે માંડીજ વાલયો, અને સરેશતા

મુજબ ઘરનું કામકાજ કરવામાં રોકાઇ. તેણીએ કુવાની પણગત ધોઈ, ઊંબર ધોયા, અને બંને કેકાણે ચોકના સાઠયા નાખ્યા. તે પછી પાણી ભર્યું, વાસણ ઊજાલયાં; અને છેલે, ચુહુલો સ-ળગી પાણી તાતવા મેલયું, કે અદલશાહ જેવા ઘરમાં આવે તેવાજ તેમને નહવાડી નાખે (!)

પણ એ સઘલો વખત અદલનો અને તેનાથી મલેલી નાસીપાસીનો વીચાર તેણીનાં મનમાંથી નીકલયો નહી. તેનો ગમ તો તેણી-ની છાતી ઉપર ચહડી આવતોજ રહયો. તેમાં આખી રાત ઈતેજારી સાથનો ઊજાગરો કીધે-લો, અને તેબી વલી ભુખે પેટે; તેથી તેણી એટલુંજ કામ કરતાં એટલી તો ઠાકી ગઈ કે, તેણીને મગજે ભમરી આવવા લાગી. તેથી બાકીનું કામ અધુરૂં મેલી એકદમ પોતાના ઓરડામાં જઇ તેણી પલંગ ઉપર ફસડાઇ પડી-અને પડી તે પડીજ! કાંકે એવી સખત ઈતેજારી, બેહદ બલાપો, અતીશય નાસીપાસી, આખી રાતનો ઉજાગરો, ભુખી હાલત, અને કામની થાક,-એ સઘલાં સાંટક એકઠાં મલયાથી તેણીને ધધરીને સખત તાપ ચહડી આવી.

આ તરફ બાપડી નવાજબાઈ પોતાના વરની ઇનતેજારીમાં તાવની ભોગ થઈ પડી છે, અને પેલી તરફ આપણા અદલશાહ પોતાની

મોજની મસ્તીમાં એક નચારીજ જંજાલના શીકાર થઈ પડે છે. અદલ અને તેના મીત્રો ઠેરાવ મુજબ સહુવારમાં નીરો પીને પરેલથી પાછા પોતાને ઘેરે આવવા માટે, જી. આઈ. પી. રેલવેની એક ત્રેનમાં સવાર થયલા છે. તયાં ગાડીમાં બેઠા બેઠા પોતાની હુશયારી, ગુરરાજી અને દમામ દેખાડવાને તેઓ કશું બાકી રાખતા નથી. આખે રસતે તેઓ ધીરે ધીરે ગાયન લલકારે છે, અને અનેક મજાહ કરે છે. વલી ગાડીમાંના દરેક ઉતારૂ સામે તેઓ ભરમમાં તેમજ ખુલી રીતે ટીકા ચલાવે છે; અને જાણે ગાડી તેમના બાવાનીજ હોય, અને તેઓ સીવાય બીજા ઉતારૂઓ વગર પઇસે બેઠેલા હોય, તેમ તેઓ ગાડીમાં સઉથી વધારે જગા રોકી રાખે છે, અને તેમાં ગમે તેમ છબર કરે છે. પણ એટલુંજ નથી. તેઓ દરેક જાત વાલાઓના ચેષટા પાડે છે. હીંદુઓને "પોતયાંદાસ," "પોતયાં પારેખ" તથા "અલીના અલયા;" મુસલમાનોને "મીયા ફુજ્જુ;" ફરંગીઓને "ગેપાઉ;" વોહરાજીઓને "ભુજીના બંદા;" ઘાટીઓને "બાજીરાવ પલાલા;" પરભુઓને "વાંસફોડા;" અને અંધયારૂઓને "કુરાઈ કોંસ" વગેરે કહી, તે બાપડાઓનાં પઝરણમાં તેઓ મોજ અને કીરતી માને છે. નાદાન ચીબાવલા-

ઓને કોણ મોંડે લગાડે કરી કોઈ તેમની સામે થતા નથી; અને જેમ જેમ તેઓને કોઇ અટકાવતું નથી તેમ તેમ તેઓની જીભલી બેહેકતીજ ચાલે છે, અને તેમાં તેઓ પોતાની ફતેહ થતી વીચારે છે. પણ તેમની આ ફતેહ વધુવાર ટકી નહી. એક મીયા સાહેબ, જેઓ ગાડીનાં એક ખુણામાં બેસીને ગુપચુપ બીડી પીતા હતા, તેમને તેઓએ બીડી નહી પીવાનો હોકમ કીધો, અને તે જયારે તેણે માનયો નહી તયારે પોતાની વેલાતી બોલીમાં તેને "ડરટી," "નેસ્ટી," "ડેવીલ" "બેગર," વગેરે ફરમાસુ ગાલો ચોપડી કહાડી. પણ આ મીયા સાહેબ કંઇ બાપડા પેલા હીંદુ જેવા પોચા કે વોહરાજી જેવા રાંક નથી. તેવણ આપણા આ વેલાતી માસટરો કરતાં વધારે તીસમાલખાં છે, અને તેવણનાં મગજમાં રાઇ, મરચાં અને મરી સઘલાં સાથેજ ભરાયલાં છે. તેથી આપણા અદલ અને તેની કમપનીએ જેવી તેને અંગરેજીમાં ગાલો ઝાડી તેવાજ તે બાંહે ચહડાવી ઉઠયો, અને "કઉવા," "કાફર," "સુવર" વગેરે કહી, પોતાના ગજવામાંની છરી કાહાડી તેમની સામે ધસયો. એથી આપણા એ અરધ સુધરેલ બહાદુર મેકોડી પેહેલવાનોનાં હાડકાં તો ગગડીજ ગયાં. તેઓ તદન ગાભરા પડી ગયા; પણ ગાડીમાં બેઠેલા સંખયાબંદ ઊ

તારૂઓ વચે શરમ લાગે તેની બીહીકથી તે-
ઓ "એંચ પકડ, મુજે જોર આતા હે" એ કે
હવત પ્રમાણે જરા તેં તું કરવા લાગા. પેલા મી-
યા સાહેબ કેફની ખુમારીમાં ભારોભાર છે, તેથી
તેવણ કંઈ પાછા હટયા નહી, અને વાત વધી
પડી. બીજા એકમારગી ઉતારૂઓ આપણા એ
સુધરેલ સાહેબોની "લુલીની લપલપા"થી કંટા-
ળી ગયલા છે, તેથી તેઓ સઘલા મીયાની તરફ
થઈ ગયા; અને વાત એટલી રસપર ચહડી કે,
ભાંયખલા સટેશન ઉપર ત્રેન આવતાંજ તે મી-
યા સાહેબને તેમજ આપણા સુધરેલોને ગાડીમાં-
થી ઉતારી પાડવાની ફરજ પડી. તયાં તેમને લા-
ગલાજ આપણા પીલી પાઘડયા પોલીસના
"સીપાઈ દાદા" આવી મલયા, અને કેટલીક
હોંસાતોંસી થયા પછી તેમને પોલીસ ઇનિસપેક-
ટર મી૦ મલાઊન સાબ (?) ને બંગલે લઈ
ગયા, જેણે સરેસતા મુજબ પુછપરછ અને નો-
ધ કરી લઇને તેમને એક બીજા સામે સમનસ
લઈ ફરયાદી ચલાવવા જણાવયું.

એ ખટપટ અને દોડાદોડમાં અદલ બ-
પોરે બાર વાગાસુધી ઘેર જઇ શકયો નહીં;
અને તેની આગમજ કોઇ ઓલખીતાએ
તયાં જઇને ખબર પોંહચાડી કે, તમારા અદલ-
શાહ અને તેમના દોસતોને મુસલમાનો સાથ જ-

બરી મારામારી થઇછે; અદલ અને તેમના દોસતો ઉપર મરતતોલ માર પડયોછે; અને વલી તેમને મુશકાટાટ કરી પોલીસમાં ઘસડી લઇ ગયા છે! આ ખબર મલતાં અદલનાં ઘરમાં કેવી અસર થવી જોઇયે, તે વાંચનારી બાનુઓ સેહલથી સમજી શકશે. અદલનાં માએ સરેશતા મુજબ ગોંઘાટ અને ગડબડાટ કરી ઘેર ગજાવી મેલયું. તેના બાપ તેની શોધ ઓલ માટે પોલીસ સટેશનો અને પોલીસ કોરટ તરફ દોડાદોડમાં પડયા. અને નવાજબાઈ બીચારીતો તાપે પડેલી, એટલે એ વાત સાંભલતાંજ અંચીતો ધસકો ખાઈ બેસુધ થઇ પડી, જેમાંથી તેણીને મહા મેહનતે પાછી હુશયાર કરવામાં આવી. નવાજબાઇને હુશયાર કરવામાં આવી તે વેલા અદલ ઘરમાં આવી પોંહચેલો છે. અને વાંચનારી બાનુઓ ખચીત વીચારશે કે તે પોતાની માયાલુ બાયડી આગલ દોડી જઇ તેણીને દીલાસો આપવા તથા તેણીની મેનીજ કરવા મંડી ગયો હશે. પણ નહી. ખચીત નહી. અદલ નવાજબાઇ પાસે ગયો નહી, અને તેણીની મેનીજ કીધી નહી તો નહીજ, પણ તેણી મરેછે કે જીવેછે, તેણીને શું થયુંછે, અને કાં થયુંછે, તેની પુછપરછ કરવાની વટીક દરકાર કીધી નહી. અને જયારે નવાજ-

બાઇને જોવા આવેલી તેણીની એક સખી તરફથી અદલને કેહવામાં આવયું કે, તમો જરા નવાજબાઈ આગલ આવો, તેણીનો ગભરાટ નરમ પાડો અને તેણીને દીલાસો આપો, તયારે તેણે નવાજબાઈ સમજે તેમ ખુલી રીતે અને ડોલા ફેરવીને કહયું કે, "એ શું કુજેતો ? એ શાની વચમાં અરડાઇ પડીછે ? એને શું ધારે બાધીછે ? હશે તો કાંઇ એનાં કરતુકનાં ફલજ હશે !" કેવું બેકદર માણસ !

અદલશાહની એવી બેફકરાઇ અને શેખાઇનું પરીણામ ઘણું દુખ્ખદાયક નીપજયું. તેથી નવાજબાઈની નીરાશી અને કકલાટ જીયાદે થઇને તેણીની માંદગી વધતીજ ચાલી. ઘરમાં તેણાને માટે દવાદારૂની ધમાલ અને ડાકટરોના ફેરા ચાલુ થયા. સરેશતા મુજબ તેણીને જોવાને માટે તેણીની સખી મીત્રીઓ, સગાંવહાલાં, અને ભરભાડુતોની ભીડ પડવા લાગી. જો કે નવાજબાઇએ બનતાં સુધી પોતાના વરની કહાણી છુપાવવાની કોશેશ કીધેલી છે, તોપણ સઘલાં સમજી ગયાંછે કે તેણીની માંદગીનું મુલ કોઇજ નહી પણ તેણીનો વર અદલ છે. ખુદ નવાજબાઈનાં માબાપ પણ તે પામી ગયાં. તેઓ તો અદલની ચીબાવલી વરતનુક વીશે આગલથીજ જાણીતાં છે; અને

તથા તેઓ વારંવાર પોતાની દીકરીને સલાહ આપતાં આવયાં હતાં કે, એવા વરને નીવારી ઓવારીને તું ફર, અને જોઇયે તારે આપણાં ઘરમાં આવી નીરાંતે રેહ. નવાજબાઇ તે માનતી ન હતી, અને પોતાને સાસરે ઘેરજ રહી કોઇની રીતે પોતાના ભરતારને વસ કરવાનો ઠેરાવ રાખતી હતી. પણ તેણીની આ માંદગીમાં તે સઘલું ઉલટાઈ જવા લાગું. તેણીનાં માય માસી તેણીની આ માંદગીમાં તેણીને જોવા આવેલાં, અને વધારે માંદગી જોઇ તયાંજ રહી પડેલાં છે. એ ટાંકણે તેમને અદલની સખત વરતનુક નજરે નજર જોવાની તક મલી, અને તે જોડે કેટલીક ભાકુતણીઓએ તેમની આગલ નવાજબાઇનાં સંકટની વાત, બઇરાંઓના રેવાજ પ્રમાણે મીઠું મરચું ભભરાવીને કહી. અને એ સઘલાંનું પરીણામ શું નીપજયું? એજ કે, નવાજબાઇને તેણીની માંદગીને બહાને તેઓ પોતાને ઘેર લેઈ ગયાં. નવાજબાઇનાં સાસુ અને સસરાએ ઘણુંબી ના કહયું, નવાજબાઇએ પોતે પણ ઘણી આનાકાની દેખાડી, પણ સુનાંમાય (નવાજબાઈનાં માય) એકનાં બે નહી થયાં. તેવણને પોતાના વીચારમાં મકમ રેહવાને તથા ફાવવાને, નવાજબાઈની માંદગી ઊપરાંત એક બીજું પણ કારણ મલયું હતું. તે

એ કે, આ પેલા નવાજબાઈ હમેલદાર છે, અને તેથી તેણીને પોતાને ઘેર બોલાવી રાખવા-ને સુનામાએનો જીવ તલપાપડ થયાજ કરતો હતો. દીકરીનું પેહેલું સુવાવડ દરેક માયને દુ-નયામાં એક રાજ કરતાં પણ વધારે વહાલું લા-ગે છે; અને નવાજબાઈનાં માયનાં સરખાં એક તદન અસલી વીચારનાં અને જુના રેવાજોને ઝનુનથી માનનારાં બઇરાં તેવી તકને પોતાના હાથથી કદી પણ જવા દેય નહી.

એક તરફ નવાજબાઇ માંદી થઇને સાસ-રેથી મહીરે જઇ પડી છે, અને બીજી તરફ અદલશાહ ફરયાદા ફરયાદીની ધક્કામુક્કીમાં પ-ડયો છે. તેણે ધરપચ્ચમાં ને ધરપચ્ચમાં પોતાના એક ઓલખીતા વકીલની સલાહ લેઇને પેલા મીયા સાહબ સામે, હુમલો કરવાનો, ગાલ દે-વાનો, અપમાન કરવાનો અને ધમકી આપવા-નો, એવા ચાર વાંકો મેલીને પોલીસ કોરટમાં ફરયાદી માંડી છે. તેવાજ વાંકો મેલીને મી-યા સાહેબે પણ તેની ઉપર સામો સમનસ મે-લવયો છે. જો કે મીયા સાથની મારામારીમાં અદલ કંઈ એકલો ન હતો. તેની જોડે તેના સઘલા મીત્રો હતા; તોપણ એમાંથી કેટલાકોએ સટકી જઇને અને કેટલાકોએ ફુલનજી કરીને, "ઢેરનાં ગાડાં" દાખલ તેનેજ આગલ પાડ-

યો છે. અદલ પોતે કંઇ બાહાદુરી કરીને નામ મેલવવાની તક શોધતોજ હતો, તેથી તે આ દ-લદેસરીનાં કામમાં મોટી ખુશીથી આગલ પડ-યો છે. વલી એક મી० ગપમારશાહ નામે જુ-વાન શખ્સ તુરતનાજ વેલાતથી બારીસટર બ-નીને આવેલા છે, અને જેઓ મી० સપલશાહ.ના મીત્ર થાય છે; તેઓએ તેમને "ઓબલા-ઇજ" કરવા માટે આ કેસની "બરીફ" કશા પણ લવાજમ વગર પોતાના હાથમાં લીધી છે. આથી અદલ અને તેના મીત્રો પેલા મીયાને માત્ર સાદી સજા કરાવવાનીજ ઉમેદ રાખતા નથી, પણ ઓછાંમાં ઓછાં સાત વરસ "કાલાં પાણી" મોકલવાને મુછ્યાં મરડે છે. હમો ધારયે છીયે કે, હમારી ઘણીક વાંચનારી બાઇઓ પણ એવીજ આશા રાખશે, કેમકે જેમ ફરયાદી માં-ડનારા સાહેબો હુશયારનાં પુછડાં છે, તેમજ તે-મના બારીસટર સાહેબ પણ વેલાતની હવા ખાઇ આવેલા છે. એટલે પછી જોઇયેજ શું! માજીસ્ટ્રેટ તેમના પેલા હરીફ મીયાને ફાંસી ચ-હડાવે તે પણ તયારે તો થોડું ગણાય! વલી તે મીયાએ કઈ બારીસટર રેકિલો નથી. તેનો બ-ચાવ કરવાને માત્ર એક દેશી વકીલ છે તે નથી વેલાતી કે નથી ભપકા વાલો. એટલુંજ કે લાંબી મુદતની "પરેકટીસ" થી તે પોતાનાં કુલોને

બચાવી લેવા માટે સારી રીતે પ્રખ્યાત થયલો છે. પણ તે આપણા અદલ, તેની કમપની અને તેમના બારીસટર સાહેબની ખાતરમાં આવતો નથી. તેઓ તેને હસી નાખે છે, અને કેસ જીતવાની પુર ઉમેદમાં ટાંટયા ટટાર રાખી અહીંથી તહીં દોડતા ફરે છે. કેસ પેહલો નીકલે તેનો અગાઊ તેની માંડવાલ કરવાને અદલને તેના બાવાએ બહુ આગરહ કરયો. પણ અદલની ખાતરમાં તેમની વાત ઉતરી નહી. તેણે પોતાના બાવાને "બીહીકણ" અને "વેહેમી" ગણીને હસી કહાડયા, અને જાણે કેવોએક વરઘોડો ચહડવાનો હોય એવી ઊલટ અને ભપકાસાથે તે પોલીસ કોરટે ચહડયો.

પણ અફસોસ! તેની એ ધારણા અંતે ઊંધી વલી. તેના કેસે શરૂઆથીજ ઉલટો વલણ લીધો, અને અંતે તે તેની વીરૂધ ચુકયો. મીયા સામેનો તેનો કેસ ઉડી ગયો, અને તેની સામેના મીયાનો કેસ સાબેત થયાથી તેને રૂ ૨૫ના દંડની સજા થઇ, તથા છ મહીના વેર સુલેહથી રેહવા માટે તેના હાથ મચકડા લખાવી લેવામાં આવયા. એમ કેમ બની ગયું? વાંચનારી બાનુઓ ઘણી અજાયબી સાથ આ સવાલ પુછશે. તેનો ખુલાસો સેહેલ છે. અદલનો બારીસટર વેલાતથી આવેલો હતો કે પછી શ્રી

ઇંદિરનગરીથી આવેલા હતો; પણ તે તદન કાચો, પોલીસના રાહઘાટથી સદંતર અંજાણ્યો અને તે જોડે ભોલો હતો, જેથી તેણે સવભાવીક રીતે કેસને હાલ હવાલ ચલાવયો. બીજા હાથપર પેલા મીયાનો વકીલ સઘલી રીતે પહોંચવરડો, ઝડપયો અને અનુભવી હતો, તેથી તેણે સામેવાલાની નબલાઇ અને નાવાકિફીનો લાભ પુરતીરીતે લઇ લીધો, અને પોતાના કુલને નહી આશા રાખેલી રીતે જીતાવી આપયો. પણ આ હાર જીતનું કારણ એકલું એજ નથી. જયારે અદલ તરફથી માત્ર તેના ત્રણ ચાર ચુલબુલયા તચાક મીતરોએજ સાક્ષી આપી, તયારે મીયા તરફથી રેલવે ગાડીમાં બેઠેલા કેટલાક ઘરખમ ઉતારૂઓએ, પોલીસ સીપાઇઓએ તથા પોલીસ ઇનસપેકટર મી૦ મલાઉનસાબે સાક્ષી આપી. તેમાં તેઓએ અદલ અને તેના મીતરોની ટચાકી અને ચીબાવલાપણાનો ચીતાર એવીતો સારી રીતે આપયો કે, માજીસતરેટના મન ઊપર તેની સારી અસર થયા વગર રહી નહી. વલી આ સાક્ષીઓ જયારે પોતાની ઊલટ પાલટ તપાસમાં જરાબી ટુટા નહી, તયારે અદલના મીત્રો ઊલટ પાલટ તપાસમાં હયાંથી તયાં અને તયાંથી હયાં ડોલા ખાવા પડયા હતા. આ સઘલાંથી અદલની પારટી માત્ર હારીનેજ આવી નહી, પણ માજી-